1046▲

॥ શ્રીહરિઃ ॥

# સ્ત્રીઓ માટે કર્તવ્યબોધ

स्त्रियोंके लिये कर्तव्य शिक्षा ( गुजराती )




જયદયાલ ગોયન્દકા

1046

॥ શ્રીહરિઃ ॥

# સ્ત્રીઓ માટે કર્તવ્યબોધ

स्त्रियोंके लिये कर्तव्य शिक्षा ( गुजराती )

ત્વમેવ માતા ચ પિતા ત્વમેવ
ત્વમેવ બન્ધુશ્ચ સખા ત્વમેવ।
ત્વમેવ વિદ્યા દ્રવિણં ત્વમેવ
ત્વમેવ સર્વં મમ દેવદેવ॥

લેખક : જયદયાલ ગોયન્દકા

1046 Striyon ke live Kartavya_Section_1_Front

पुस्तकें यहाँ भी उपलब्ध हैं—

**गीताप्रेस, गोरखपुरकी पुस्तक-दूकान**

१-सूरत— 2016, वैभव एपार्टमेन्ट, भटार रोड, नूतन निवासके सामने
© ( 0261 ) 2237362, 2238065

२-मुम्बई— 282, सामलदास गाँधी मार्ग ( प्रिन्सेस स्ट्रीट, मरीन लाईन्स स्टेशनके पास )
© ( 022 ) 22030717

३-नागपुर— श्रीजी कृपा कॉम्प्लेक्स, 851, न्यू इतवारी रोड © ( 0712 ) 2734354

४-जलगाँव— 7, भीमसिंह मार्केट, रेलवे स्टेशनके पास © ( 0257 ) 2226393, 2220320

५-औरंगाबाद— रेलवे स्टेशन, प्लेटफार्म नं० १

६-हैदराबाद—दूकान नं० 41, 4-4-1, दिलशाद प्लाजा, सुल्तान बाजार
© ( 040 ) 24758311, 66758311

**અનુબાદક: પ્રો. જોઈતારામ એમ. પટેલ**

सं० २०७५ अठारहवाँ पुनर्मुद्रण ५,०००
कुल मुद्रण ८८,०००

❖ मूल्य—₹ १५
( पंद्रह रुपये )

प्रकाशक एवं मुद्रक—

**गीताप्रेस, गोरखपुर—२७३००५**

( गोबिन्दभवन-कार्यालय, कोलकाता का संस्थान )

फोन : ( ०५५१ ) २३३४७२१, २३३१२५०, २३३१२५१

web : **gitapress.org** e-mail : **booksales@gitapress.org**

गीताप्रेस प्रकाशन **gitapressbookshop. in** से **online** खरीदें।

1046 Striyon ke live Kartavya_Section_1_Back

# નિવેદન

ભારતીય આર્યસંસ્કૃતિમાં સ્ત્રીઓનું સ્થાન ઘણું જ મહત્ત્વનું છે. આર્ય-ધર્મશાસ્ત્રોએ સ્ત્રીઓને જેટલું ઊંચું સ્થાન આપ્યું છે, તેમની મર્યાદાઓનો જેટલો વિચાર કર્યો છે, સાથે સાથે તેમના જીવનને સંયમ અને સેવાથી અનુપ્રાણિત કરીને જેટલું પવિત્રતમ બનાવવાનો પ્રયત્ન કર્યો છે, આદર્શ માતા, આદર્શ બહેન, આદર્શ પત્ની, આદર્શ ત્યાગમૂર્તિ, આદર્શ સંયમમૂર્તિ, આદર્શ બલિદાનકર્તા, આદર્શ વીરાંગના, આદર્શ લોકકલ્યાણવાંછુ, આદર્શ રાજનીતિનિપુણા, આદર્શ કાર્યકુશલા, આદર્શ ગૃહિણી અને આદર્શ પતિવ્રતા બનાવવા માટે તેમને જેટલો બોધ આપ્યો છે તે સઘળો પરમ શ્રેષ્ઠ છે અને જગતના ઈતિહાસમાં સર્વથા અનોખો અને અનુકરણીય છે.

આપણી આર્યસંસ્કૃતિમાં કેવા પ્રકારની આદર્શ નારીઓ થઈ છે, સ્ત્રીઓનું કર્તવ્ય શું છે, તેમનો આચાર-વ્યવહાર કેવા પ્રકારનો હોવો જોઈએ - આ બધી વાતો પર આ 'સ્ત્રીઓ માટે કર્તવ્યબોધ' નામના પુસ્તકમાં સંક્ષેપમાં વિચાર કરવામાં આવ્યો છે અને ઘણી જ સુંદર રીતે સ્ત્રીઓના કર્તવ્યનું પ્રતિપાદન કરવામાં આવ્યું છે.

આ પુસ્તકમાં આપેલાં પતિવ્રતા શુભા, પતિવ્રતા સુકલા, દ્રૌપદી-સત્યભામા સંવાદ, પતિવ્રતા શાંડિલી, પતિવ્રતા સાવિત્રી, પતિવ્રતા દમયંતી, સતી લોપામુદ્રા, માતા કુન્તી વગેરેનાં વૃત્તાંતો આર્ય-સ્ત્રીના પવિત્રતમ ચરિત્રનું, તેના ત્યાગ-બલિદાનનું, તેના ઉચ્ચ-સર્વોચ્ચ જીવનનું અતિમધુર અને સાથોસાથ ગગનભેદી ગંભીર સ્વરમાં ગૌરવગાન કરે છે.

આજે ભારતીય નારી જ્યારે એક તરફ અજ્ઞાનથી મૂર્ચ્છાગ્રસ્ત છે ત્યારે બીજી તરફ ભોગપ્રધાન સંસ્કૃતિ અને શિક્ષણની વિનાશક મદિરાથી ઉન્મત્ત છે. આ બંનેય અવસ્થાઓ ઘોર અંધકારનું આવરણ વિસ્તારીને ભારતીય નારીના પવિત્રતમ આદર્શને નષ્ટ કરી રહી છે. આવી અવસ્થામાં તેને સાત્ત્વિક પ્રકાશ પ્રાપ્ત થાય અને તે મૂર્ચ્છામાંથી જાગ્રત થઈને તથા મદિરાના નશામાંથી મુક્ત થઈને પોતાના પવિત્ર સ્વરૂપને સંભાળે-સાચવે તે અત્યંત આવશ્યક છે. આ પુસ્તક પોતાના મધુર પ્રકાશથી આ અંધકારના મહત્તમ ભાગનો વિનાશ કરવામાં સફળ થશે એવી આશા છે.

હું પોતાની તમામ ભારતીય બહેનોને વિનંતી કરું છું કે તેઓ આ પુસ્તક વાંચીને ધ્યાનપૂર્વક મનન કરે અને તેમાંથી લાભ ઉઠાવે. પવિત્ર તથા સુખી જીવનની અને સુખી ઘર-સંસારની ઇચ્છા રાખનારા તમામ ભાઈઓને પણ વિનંતી છે કે તેઓ આ પુસ્તક પોતે તો વાંચે જ, ઉપરાંત ઘરમાં પોતાની માતા, બહેન, પુત્રી તથા પુત્રવધૂઓને પણ વંચાવે.

વિનીત

**હનુમાનપ્રસાદ પોદ્દાર**

॥ શ્રીહરિઃ ॥

# વિષય-સૂચી

ૐ

॥ श्रीपरमात्मने नमः ॥

# સ્ત્રીઓ માટે કર્તવ્યબોધ

## વ્યવહાર

પ્રત્યેક સ્ત્રી માટે એ ઉચિત છે કે તે પોતાના પિયરમાં અને સાસરામાં બધાંની સાથે અત્યંત ઉત્તમ વ્યવહાર કરે. વ્યવહાર કરતી વેળાએ નિમ્નલિખિત ત્રણ બાબતોનો ખ્યાલ રાખવાથી વ્યવહાર સત્વરે અતિ ઉચ્ચ કોટિનો થઈ શકે છે –

(૧) વ્યવહાર કરતી વેળાએ ભગવાનને સ્મરણમાં રાખવા જોઈએ; જેમ કે ગોપીઓ હર પળે ભગવાનનું સ્મરણ કરતી રહીને જ પોતાનાં ઘરનાં તમામ કામ કરતી હતી. શ્રીમદ્‌ભાગવતમાં લખ્યું છે –

**या दोहनेऽवहनने मथनोपलेप-**
**प्रेङ्खेङ्खनार्भरुदितोक्षणमार्जनादौ ।**
**गायन्ति चैनमनुरक्तधियोऽश्रुकण्ठ्यो**
**धन्या व्रजस्त्रिय उरुक्रमचित्तयानाः ॥**

(શ્રીમદ્‌ભાગવત - ૧૦/૪૪/૧૫)

‘જેઓ ગાયોને દોહતી વેળા, અનાજ ખાંડતી વેળા, દહીં વલોવતી વેળા, આંગણું લીંપતી વેળા, બાળકોને પારણામાં હીંચોળતી વેળા, રડતા બાળકને હાલરડું ગાઈને છાનું રાખતી વેળા, ઘરમાં પાણી છાંટતી વેળા અને ઘરની સફાઈ માટે સાવરણી ફેરવતી વેળા – આમ તમામ કાર્યો કરતી વેળાએ પ્રેમસભર હૃદયથી, આંખોમાં આંસુ છલકાવીને ગદ્‌ગદ વાણીથી શ્રીકૃષ્ણનું ગાન કર્યા કરે છે અને તે રીતે હંમેશાં શ્રીકૃષ્ણમાં જ મનને પરોવે

છે તે વ્રજમાં વસનારી ગોપીઓ ધન્ય છે.'

(૨) જેની સાથે જે વ્યવહાર કરવામાં આવે તે તેના હિતની દૃષ્ટિએ, આપણા સ્વાર્થનો ત્યાગ કરીને કરવો જોઈએ.

(૩) બીજાંઓના સાચા સદ્‌ગુણોની તો પ્રશંસા કરવી જ જોઈએ, પણ તેમના અવગુણોની ચર્ચા કરવી જોઈએ નહિ.

આ પ્રકારે આચરણ કરવાથી વ્યવહારમાં સુધારો થાય છે અને સૌની સાથે પ્રેમ પણ વધે છે. પોતાના પરિવારમાં પોતાનાથી મોટી ઉંમરનાં જે સ્ત્રી-પુરુષો હોય તેમની આજ્ઞાનું શ્રદ્ધાપૂર્વક પાલન કરવાનો પ્રયત્ન કરવો જોઈએ, તેમની સેવા કરવી જોઈએ તથા તેમના ચરણોમાં નિત્ય નમસ્કાર કરવા જોઈએ. સ્ત્રીએ પતિને તો તેના ચરણોને સ્પર્શીને પ્રણામ કરવા જોઈએ. પતિ સિવાયના પરપુરુષોને હાથ જોડીને દૂરથી જ ભૂમિએ મસ્તક સ્પર્શીને પ્રણામ કરવા. પોતાના સમવયસ્કોને આદર-માનપૂર્વક, નિઃસ્વાર્થ પ્રેમભાવથી સુખ આપવાનો પ્રયત્ન કરવો જોઈએ અને પોતાનાથી જે નાનાં હોય તેમનું જે કોઈ પ્રકારે હિત થાય તેનું વિશેષ ધ્યાન રાખતાં રહીને તેમનું વાત્સલ્યભાવથી પાલનપોષણ કરવું જોઈએ. બાળકોના ગુણ, સ્વભાવ અને ચારિત્ર્યને સારાં બનાવવા માટે પોતાનું ઉત્તમમાં ઉત્તમ ચરિત્ર તેમની આગળ મૂકવું જોઈએ અને તે પ્રકારનું શિક્ષણ તેમને આપવું જોઈએ. માતાના ઉપદેશ કરતાં પણ તેના આચરણની વધુ અસર બાળકો પર પડે છે. બાળકોનો પ્રથમ ગુરુ માતા જ છે. શ્રીતુલસીદાસજીના 'રામચરિતમાનસ'માં જુઓ કે સુમિત્રાએ પોતાના પુત્ર લક્ષ્મણને કેવો ઉત્તમ ઉપદેશ આપ્યો છે –

**तात तुम्हारि मातु बैदेही। पिता रामु सब भाँति सनेही॥**
**अवध तहाँ जहँ राम निवासू। तहँइँ दिवसु जहँ भानु प्रकासू॥**
**जौं पै सीय रामु बन जाहीं। अवध तुम्हार काजु कछु नाहीं॥**
**गुर पितु मातु बंधु सुर साईं। सेइअहिं सकल प्रान की नाईं॥**

× × ×

'મારા લાડલા લક્ષ્મણ! જાનકીજી તારી માતા છે અને સઘળી રીતે સ્નેહ વરસાવનારા શ્રીરામચન્દ્રજી તારા પિતા. જ્યાં શ્રીરામજીનું રહેઠાણ હોય ત્યાં જ અયોધ્યા છે, કેમકેમ જ્યાં સૂર્યનો પ્રકાશ હોય ત્યાં જ તો દિવસ હોય છે! જો ખરેખર સીતા-રામ વનમાં જઈ રહ્યા હોય તો અયોધ્યામાં તારું કશું જ કામ નથી. ગુરુ, પિતા, માતા, બંધુ, દેવતા અને સ્વામી – આ બધાંની સેવા પ્રાણોની જેમ કરવી જોઈએ... સંસારમાં એ જ સ્ત્રી પુત્રવતી તરીકે શોભે છે જેનો પુત્ર શ્રીરઘુનાથજીનો ભક્ત હોય; નહીં તો જે રામની વિમુખ થયેલા પુત્રથી પોતાનું હિત સમજે છે, એ તો વાંઝણી જ સારી. તારા જ ભાગ્યથી શ્રીરામચન્દ્ર વનમાં જઈ રહ્યા છે. વહાલા! બીજું કોઈ કારણ નથી... સઘળી જાતના વિકારોને ત્યજીને મન, વચન અને કર્મથી સીતાજી અને શ્રીરામજીની સેવા કરજે... બેટા! તું એ જ કરજે જેથી શ્રીરામચન્દ્ર વનમાં ક્લેશ ન પામે, મારો આ જ ઉપદેશ છે.'

**पुत्रवती जुबती जग सोई। रघुपति भगतु जासु सुतु होई॥**
**नतरु बाँझ भलि बादि बिआनी। राम बिमुख सुत तें हित जानी॥**
**तुम्हरेहिं भाग रामु बन जाहीं। दूसर हेतु तात कछु नाहीं॥**

× × ×

**सकल प्रकार बिकार बिहाई। मन क्रम बचन करेहु सेवकाई॥**

× × ×

**जेहिं न रामु बन लहहिं कलेसू। सूत सोइ करेहु इहइ उपदेसू॥**

મહર્ષિ વાલ્મીકિકૃત રામાયણમાં પણ લગભગ આ જ પ્રકારે કહ્યું છે –

**रामं दशरथं विद्धि मां विद्धि जनकात्मजाम्।**
**अयोध्यामटवीं विद्धि गच्छ तात यथासुखम्॥**

(વાલ્મીકીય રામાયણ - ૨/૪૦/૯)

'હે પુત્ર! તું પોતાની ઇચ્છા મુજબ સુખેથી વનમાં જા. તું રામને પિતા દશરથ માનજે, સીતાને માતા માનજે અને વનને અયોધ્યા માનજે.'

આ જ પ્રકારે રાજા ઋતધ્વજની ધર્મપત્ની મદાલસા એક અત્યંત ઉચ્ચ કોટિની વિદુષીમણિ હતી. તેની વાર્તા 'માર્કંડેયપુરાણ'માં વિસ્તારપૂર્વક કહેવાઈ છે, તે વાંચવી-સાંભળવી જોઈએ. પોતાના પુત્રોને તેણે તેમના બાળપણમાં જ જ્ઞાનનો ઉપદેશ આપીને જ્ઞાની બનાવી દીધા હતા.* મદાલસાનો ઉદ્દેશ્ય એવો હતો કે 'મારા ગર્ભમાં આવેલા બાળકે જો બીજી માતાના ગર્ભમાં જઈને પુનર્જન્મ લેવો પડે તો તે બાળકને જન્મ આપવો મારા માટે શરમની વાત છે !'

સ્ત્રીઓ માટે એ આવશ્યક છે કે તેઓ પરિવારજનો સાથે તેમ જ બહારનાં તમામ લોકો સાથે વ્યવહાર કરતી વેળા વાણીનો સંયમ જાળવે.

ગંદા, અશ્લીલ, કટુ, વ્યંગ્યપૂર્ણ, હિંસાત્મક અર્થાત્ મર્મઘાતક અને વ્યર્થ શબ્દો નહિ બોલતાં પરિમિત અર્થાત્ જરૂરી હોય તેટલાં - ઓછામાં ઓછાં, સત્ય, પ્રિય અને હિતકારી વચનો જ કહેવાં જોઈએ. શબ્દોનો વપરાશ સાર ભરેલો અને ભાવયુક્ત હોવો જોઈએ. આવી વાણીની અસર બધાં પર થાય છે અને બોલનારનું હિત પણ એમાં જ છે. પોતાના થકી કોઈની પણ હિંસા ન થાય, બલકે બધાંની સાથે નિઃસ્વાર્થ પ્રેમ થાય એવો ભાવ હૃદયમાં જાળવી રાખીને સૌની સાથે પ્રેમસભર અને વિનયયુક્ત નિખાલસ વ્યવહાર કરવો જોઈએ. જે મનુષ્ય વર્ણ, આશ્રમ, પદ, અવસ્થા, જાતિ, ગુણ, આચરણ, જ્ઞાન - કોઈ પણ બાબતમાં પૂજ્ય અને મોટો છે તેની આદરપૂર્વક નિઃસ્વાર્થભાવે સેવા કરવી જોઈએ, તેને પ્રણામ કરવા

---

* મદાલસા પોતાના બાળક પુત્રને આ રીતે કહ્યા કરતી હતી –

**शुद्धोऽसि रे तात न तेऽस्ति नाम**
**कृतं हि ते कल्पनयाधुनैव।**
**पञ्चात्मकं देहमिदं न तेऽस्ति**
**नैवास्य त्वं रोदिषि कस्य हेतोः॥**

(માર્કંડેયપુરાણ - ૨૩/૧૧)

'હે પુત્ર! તું તો શુદ્ધ આત્મા છે, તારું કોઈ નામ નથી. આ કલ્પિત નામ તો તને હમણાં મળ્યું છે. આ શરીર પણ પંચભૂતનું બનેલું છે, તે તારું નથી અને તું તેનો નથી, તો પછી રડે છે શા કારણે?'

જોઈએ. પરપુરુષોનાં તો દર્શન, સંભાષણ, સ્પર્શ, એકાંતવાસ અને ચિંતનનો સર્વથા ત્યાગ કરવો જોઈએ. ખાસ આવશ્યક કામ આવી પડતાં મોટાને પિતા સમાન, સમવયસ્કને ભાઈ સમાન અને નાનાને પુત્ર સમાન સમજતાં રહીને, નજર નીચી રાખીને થોડા શબ્દોમાં આવશ્યકતા મુજબ નીતિપૂર્ણ અને ધર્મયુક્ત વાત કહેવી જોઈએ. પદ્મપુરાણમાં જણાવાયું છે –

**सुवेषं या नरं दृष्ट्वा भ्रातरं पितरं सुतम्।**
**मन्यते च परं साध्वी सा च भार्या पतिव्रता॥**

(પદ્મપુરાણ : સૃષ્ટિ૦ - ૪૭/૬૦)

'સુંદર વેશ અર્થાત્ રૂપ ધરાવતો હોય તોપણ તે પરપુરુષને જોઈને જે સાધ્વી સ્ત્રી તેને ભાઈ, પિતા અથવા પુત્ર માને છે તે પતિવ્રતા છે.'

સ્ત્રીઓએ શૌચાચાર, સદાચાર અને અંતઃકરણની પવિત્રતા પ્રત્યે વિશેષ ધ્યાન આપવું જોઈએ. શરીરની અને ઘરની શુદ્ધિ-સ્વચ્છતા વગેરે બધાં શૌચાચારના અંગો છે; તથા સૌની સાથે ઉત્તમ વ્યવહાર કરવો એ સદાચાર છે. શૌચાચાર અને સદાચાર - એ બંનેય અંતઃકરણને પવિત્ર બનાવવામાં ઘણાં જ સહાયક છે. કામ-ક્રોધ, લોભ-મોહ, અભિમાન-અહંકાર, રાગ-દ્વેષ, મદ-મત્સર વગેરે દુર્ગુણોનો અભાવ અને પૂર્વસંચિત પાપોનો નાશ એ જ અંતઃકરણની પવિત્રતા છે; તેથી આ દુર્ગુણોનો નાશ કરવા વિશેષ પ્રયત્ન કરવો જોઈએ. આધ્યાત્મિક, ધાર્મિક, નૈતિક, સામાજિક અને વ્યાવહારિક શિક્ષણ આપતાં પુસ્તકો પોતે વાંચવાં જોઈએ અને બાળકોને પણ વંચાવવાં જોઈએ.

ગીતા, રામાયણ, ભાગવત વગેરે ભક્તિ, જ્ઞાન, વૈરાગ્ય આદિ વિષય પરના ગ્રંથો છે; મનુસ્મૃતિ, યાજ્ઞવલ્ક્યસ્મૃતિ, પરાશરસ્મૃતિ વગેરે ધાર્મિક ગ્રંથો છે; વિદુરનીતિ, ચાણક્યનીતિ, શુક્રનીતિ વગેરે નૈતિક ગ્રંથો છે. આ ગ્રંથોમાં તથા મહાભારત વગેરે ઈતિહાસોમાં અને પદ્મપુરાણ વગેરે પુરાણોમાં સામાજિક અને વ્યાવહારિક બાબતોનાં પણ ઠેર ઠેર વર્ણનો આવે છે. ઘરમાં બધાં લોકો એકઠાં મળીને જો એક કલાક માટે પણ

આ ગ્રંથોને સાંભળવા-સંભળાવવાની વ્યવસ્થા ગોઠવી લે તો બધાં લોકોને શાસ્ત્રોનો અનાયાસ અનુભવ સ્વાભાવિકપણે જ થઈ શકે છે.

સ્ત્રીઓ માટે જરૂરી છે કે - તેઓ શરીર પાસેથી હંમેશાં કામ લેતી રહીને પોતાના જીવનને પરિશ્રમજીવી બનાવે; અનાજ દળવું, રસોઈ બનાવવી, વાસણ-પોતાં કરવાં વગેરે ઘરકામ કર્તવ્યબુદ્ધિથી ધીરજ અને ઉત્સાહપૂર્વક કરે; તેમ જ ચરખો કાંતવો, કપડાં સીવવાં વગેરે જેવાં હુન્નર-કારીગરીનાં કામ પણ અવશ્ય કરે. આમ કરવાથી બળ, બુદ્ધિ, આરોગ્ય, ઉત્સાહ, તન-મનની પ્રસન્નતા અને સ્ફૂર્તિ વગેરેની વૃદ્ધિ થાય છે. સ્ત્રીઓએ આ બધાં કાર્યો દીકરીઓને પણ શિખવાડવાં જોઈએ તથા આળસ, પ્રમાદ, દુર્ગુણ, દુરાચાર, અશ્લીલતા, માદક વસ્તુઓનું સેવન, ખરાબ વ્યસન, નાટક-સિનેમા-થિયેટર, ક્લબ, જાદૂ-સરકસ, ચોપાટ-પાનાંબાજી-શતરંજ, ઉડાઉખર્ચાળુતા, કુરૂઢિઓ વગેરેનો તદ્દન ત્યાગ કરવો જોઈએ. દોરા-ધાગા, યંત્ર-મંત્ર, તાવીજ, ટાળો-ટુચકો, ભૂત-પિશાચ વગેરેને મિથ્યા વહેમ માનીને એવાં કામોથી સ્ત્રીઓએ બચવું જોઈએ. સ્ત્રીઓ માટે લજ્જા જ ભૂષણ છે, તેથી લોકસંમત અને શાસ્ત્રનિહિત મર્યાદાઓ પર વિશેષ ધ્યાન આપવું જોઈએ. કોઈની પણ સાથે કદી પણ ઠઠ્ઠા-મશ્કરી નહિ કરવી જોઈએ.

સોહાગણ સ્ત્રીઓ માટે પાતિવ્રત્ય-ધર્મ એક અત્યંત મહત્ત્વની વસ્તુ છે. પાતિવ્રત્ય-ધર્મનું પાલન કરવાથી સ્ત્રીને ત્રણે કાળનું જ્ઞાન થઈ જાય છે અને પોતાના પતિ સહિત તે પરમપદને - ભગવાનના પરમધામને પ્રાપ્ત કરી લે છે. આ વિશે સ્ત્રીઓએ પદ્મપુરાણના સૃષ્ટિખંડમાં, નરોત્તમ બ્રાહ્મણની કથાના પ્રસંગમાં વર્ણવાયેલા 'શુભા' નામની પતિવ્રતા સ્ત્રીના આખ્યાનને ધ્યાનમાં લેવું જોઈએ.

## પતિવ્રતા શુભા

પ્રાચીન કાળમાં નરોત્તમ નામે પ્રસિદ્ધ બ્રાહ્મણ હતા. તેઓ પોતાનાં માતાપિતાનો ત્યાગ કરીને તીર્થયાત્રાએ ચાલી નીકળ્યા. તીર્થોમાં ફરતા હતા ત્યારે તેમનાં વસ્ત્રો દરરોજ કોઈ પણ આધાર વિના આકાશમાં

સુકાતાં હતાં. તેથી અહંકારવશ થઈને તેઓ કહેવા લાગ્યા કે, 'મારા જેવો પુણ્યાત્મા અને મહાયશસ્વી કોઈ નથી.' એક દિવસ તેઓ આવું કહી રહ્યા હતા ત્યારે તેમના ઉપર એક બગલો ચરકી ગયો. બ્રાહ્મણે ક્રોધે ભરાઈને તેને શાપ આપ્યો, જેથી બગલો બળીને ભસ્મ થઈ ગયો. આ પાપના કારણે હવે તેમનું ધોતિયું આકાશમાં ટકતું ન હતું; તેથી તેમને ઘણું દુઃખ થયું. તે દરમિયાન આકાશવાણી થઈ કે 'તું મૂક ચાંડાલ પાસે જા, ત્યાં જવાથી તને ધર્મનું જ્ઞાન થશે.'

આ સાંભળીને નરોત્તમ મૂક ચાંડાલના ઘરે ગયા. તે સમયે મૂક ચાંડાલ પોતાનાં માતાપિતાની સેવામાં વ્યસ્ત હતા. નરોત્તમે તેને કહ્યું – 'તમે મારી પાસે આવો. હું તમને બધાંના શાશ્વત હિતની વાત પૂછું છું, તે તમે સાચેસાચી બતાવો.' આ સાંભળીને મૂક ચાંડાલ બોલ્યો – 'હું મારા માતાપિતાની સેવા કરી લઉં, પછી તમારી માગણી સંતોષી શકીશ. ત્યાં સુધી રાહ જુઓ.' આ સાંભળીને નરોત્તમ ગુસ્સાથી કાળઝાળ થઈ ગયા; ત્યારે મૂક ચાંડાલે કહ્યું – 'તમે શા માટે નાહકના ગુસ્સે થાઓ છો? હું કંઈ બગલો નથી. હવે તમારું ધોતિયું આકાશમાં ટકી શકતું નથી, તેથી આકાશવાણી સાંભળીને તમે મારા ઘરે આવ્યા છો! અત્યારે થોડી વાર રાહ જુઓ તો હું તમારા પ્રશ્નનો ઉત્તર આપી શકું; નહિતર તમે પતિવ્રતા શુભા પાસે જાઓ.'

ત્યારબાદ, શ્રીવિષ્ણુ ભગવાન કે જેઓ ચાંડાલના ઘરમાં બ્રાહ્મણના રૂપમાં હંમેશાં નિવાસ કરતા હતા તેઓ બહાર આવ્યા અને નરોત્તમને કહેવા લાગ્યા કે 'ચાલો! હું પણ પતિવ્રતા દેવી શુભાના ઘરે આવું છું.' નરોત્તમ કશુંક વિચારીને તેમની સાથે ચાલી નીકળ્યો. રસ્તામાં નરોત્તમે પૂછ્યું – 'આ પતિવ્રતા શુભા કોણ છે? તેનું શાસ્ત્રજ્ઞાન કેટલું છે? પતિવ્રતા સ્ત્રીનાં લક્ષણો કયાં છે? – એ વાત મને સાચેસાચી બતાવો.'

બ્રાહ્મણરૂપધારી શ્રીભગવાન બોલ્યા – 'હે બ્રાહ્મણ! નદીઓમાં ગંગાજી, સ્ત્રીઓમાં પતિવ્રતા અને દેવોમાં ભગવાન વિષ્ણુ શ્રેષ્ઠ છે. જે પતિવ્રતા સ્ત્રી દરરોજ પોતાના પતિનું હિત સાધવામાં વ્યસ્ત રહે છે તે

પોતાના પિયરીયાંના અને સાસરીયાંના - એમ બંને કુળોનો ઉદ્ધાર કરી દે છે. જે સ્ત્રી પુત્ર કરતાં સો ગણા પ્રેમથી પતિની આરાધના કરે છે, રાજાના જેટલી પતિની ભીતિ સેવે છે અને પતિને ભગવાનનું સ્વરૂપ માને છે તે પતિવ્રતા છે. જે સ્ત્રી પતિ સાથે ઘરનાં કાર્યોમાં દાસીની જેમ, રમણ રમણીની જેમ અને ભોજન કરાવતી વેળા માતાની જેમ વર્તે છે તથા જે વિપત્તિમાં પતિને નેક સલાહ આપીને મંત્રીનું કામ કરે છે તે સ્ત્રીને પતિવ્રતા માનવામાં આવી છે. જે સ્ત્રી તન, મન, વચન અને ક્રિયા થકી કદી પણ પતિની આજ્ઞાનું ઉલ્લંઘન કરતી નથી તથા હંમેશાં પતિના ભોજન કરી લીધા પછી જ પોતે ભોજન કરે છે તે સ્ત્રીને પતિવ્રતા સમજવી જોઈએ. જે જે શય્યામાં પતિ સૂએ ત્યાં ત્યાં જે દરરોજ તેમની સેવા કરે છે, પતિ પ્રત્યે જેના મનમાં કદી પણ દ્વેષ પેદા થતો નથી, કૃપણતા આવતી નથી અને પોતે માન પણ માગતી નથી, પતિ તરફથી પોતાને આદર મળે કે અનાદર - બંને સ્થિતિઓમાં જેની સમ-બુદ્ધિ હોય છે તેવી સ્ત્રીને પતિવ્રતા કહે છે. સુંદર રૂપાળો હોય તેવા પણ પરપુરુષને જોઈને જે સાધ્વી સ્ત્રી તેને ભાઈ, પિતા અને પુત્ર જેવો માને છે તે પતિવ્રતા છે. હે બ્રાહ્મણશ્રેષ્ઠ! તમે તે પતિવ્રતા પાસે જઈને પોતાના હિતની વાત પૂછો. તેનું નામ શુભા છે. તે રૂપાળી યુવતી છે, તેના હૃદયમાં દયા ભરેલી છે.'

આમ કહીને ભગવાન ત્યાં જ અંતર્ધાન થઈ ગયા. એનાથી બ્રાહ્મણને આશ્ચર્ય ઘણું થયું. તેમણે પતિવ્રતા શુભાના ઘરે જઈને પોતાનું હિત શામાં છે એ વિશે પૂછ્યું. શુભા તરત જ ઘરમાંથી બહાર આવીને દરવાજે ઊભી રહી. નરોત્તમે કહ્યું – 'દેવી! તમે જે જોયું છે અને જાણ્યું-માન્યું છે તે અનુસાર તમે મને મારું હિત શામાં છે તે બતાવો.'

પતિવ્રતા બોલી – 'હે બ્રાહ્મણ! અત્યારે મારે પતિદેવની સેવા કરવાની છે, તેથી ફુરસદ નથી; એટલે તમારું આ કામ હું પછી કરીશ. અત્યારે તો મારું આતિથ્ય સ્વીકારો.'

નરોત્તમે કહ્યું – 'મને ભૂખ, તરસ અને થાક લાગ્યાં નથી. મને

તમે હું જાણવા ઇચ્છું છું તે વાત જ બતાવો, નહિતર હું તમને શાપ આપી બેસીશ.'

આ સાંભળીને પતિવ્રતા બોલી – 'હે બ્રાહ્મણશ્રેષ્ઠ! હું કંઈ બગલો નથી. તમે ધર્મ તુલાધાર પાસે જાઓ અને તેમને તમારું હિત શામાં છે એ વાત પૂછો.' આમ કહીને શુભા ઘરમાં જતી રહી. તેની વાત સાંભળીને નરોત્તમને ભારે આશ્ચર્ય થયું. પછી બ્રાહ્મણવેશધારી શ્રીભગવાને આવીને જણાવ્યું કે 'આ શુભા પતિવ્રતા સ્ત્રી છે અને તેથી તે ભૂત, ભવિષ્ય અને વર્તમાન - ત્રણેય કાળની વાતો જાણે છે.'

પતિવ્રતા શુભાના પાતિવ્રત્યના પ્રતાપે શ્રીભગવાન તેના ઘરમાં પણ બ્રાહ્મણના રૂપમાં રહેતા હતા. અંતે તે પોતાના પતિ સહિત શ્રીભગવાન સંગાથે પરમધામમાં પહોંચી ગઈ.

સ્ત્રીઓ માટે કલ્યાણપ્રાપ્તિનું અત્યંત સહેલું સાધન છે - પાતિવ્રત્ય ધર્મ. એના પાલનમાં નથી થતું કોઈ કષ્ટ કે નથી થતો કોઈ ખર્ચ પણ. જો એમ પૂછીએ કે પાતિવ્રત્ય-ધર્મનું પાલન કરવાથી સ્ત્રીઓનું કલ્યાણ કેવી રીતે થાય, તો એ પ્રશ્ન બરાબર છે. શાસ્ત્રની આજ્ઞા એવી છે કે પાતિવ્રત્ય-ધર્મનું પાલન કરવા માત્રથી સ્ત્રીનું કલ્યાણ થઈ જાય છે; અને શાસ્ત્ર તો ભગવાનનું વિધાન છે તથા ભગવાને વિધાન કરેલા નિયમો અનુસાર વર્તવાથી પરમાત્માની પ્રાપ્તિ થવી એ યોગ્ય જ છે.

જો એમ કહીએ કે 'ऋते ज्ञानान्न मुक्तिः।' – જ્ઞાન વિના મુક્તિ હોતી નથી, તો એ પણ ઠીક છે. પાતિવ્રત્ય-ધર્મના પ્રભાવથી સ્ત્રીના રાગ-દ્વેષ વગેરે દોષોનો નાશ થઈ જાય છે, તેથી અંતઃકરણ શુદ્ધ બનતાં તેને ભગવાનની કૃપાથી આપોઆપ જ જ્ઞાન થઈ જાય છે. એવો નિયમ છે કે અનુકૂળતામાં રાગ અને હર્ષ થાય છે તથા પ્રતિકૂળતામાં દ્વેષ અને શોક થાય છે. કોઈ કાર્ય પોતાના પતિ માટે અનુકૂળ હોય અને પોતાના માટે પ્રતિકૂળ હોય તો પતિવ્રતા સ્ત્રી પોતાની પ્રતિકૂળતાનો ખ્યાલ છોડીને પતિને અનુકૂળ જ આચરણ કરે છે, તેમ જ પોતાના મનને અનુકૂળ હોય પણ પતિને પ્રતિકૂળ હોય તેવું આચરણ તે કરતી નથી. આ રીતે

પોતાની અનુકૂળતા અને પ્રતિકૂળતા પર વારંવાર આઘાત પહોંચવાથી પોતાની અનુકૂળ-પ્રતિકૂળ વૃત્તિઓ નાશ પામે છે, જેનાથી તે વૃત્તિઓમાંથી ઉત્પન્ન થતા રાગ-દ્વેષ, હર્ષ-શોક વગેરે વિકારોનો અત્યંત અભાવ થઈ જતાં તેનું અંતઃકરણ શુદ્ધ થઈ જાય છે તથા ભગવાનની કૃપાથી પરમાત્માના સ્વરૂપનું યથાર્થ જ્ઞાન થતાં તે પરમાત્માને પ્રાપ્ત કરે છે. આ વાત શાસ્ત્રોક્ત અને યુક્તિસંગત છે.

પતિ યજ્ઞ, હોમ, તપ, સેવા, પૂજા, દાન, તીર્થ, વ્રત, શ્રાદ્ધ વગેરે જે કંઈ પણ ધાર્મિક ક્રિયા કરે છે તે પોતાની પત્નીને સાથે રાખીને જ કરે છે તો જ તે સફળ થાય છે; કારણ કે લગ્ન-સંસ્કાર વખતે પત્નીની પ્રાર્થનાનો પતિ સ્વીકાર કરે છે અને તેની સાથે નિયમપૂર્વક બંધાય છે. તેથી પતિએ કરેલા ધાર્મિક કાર્યમાં સાથે જોડાવાના કારણે પત્ની તેના અડધા હિસ્સાની ભાગીદાર બને છે; કારણ કે સ્ત્રી માટે લગ્નની વિધિ જ વૈદિક સંસ્કાર મનાય છે તથા તેના માટે પતિની સેવા જ ગુરુકુળ-નિવાસ છે અને ઘરકામ જ અગ્નિની સેવા છે –

**वैवाहिको विधिः स्त्रीणां संस्कारो वैदिकः स्मृतः।**
**पतिसेवा गुरौ वासो गृहार्थोऽग्निपरिक्रिया॥**

(મનુસ્મૃતિ - ૨/૬૭)

જે પુરુષ કોઈ પણ ધાર્મિક ક્રિયા પોતાની પત્નીના સાથ વિના એકલો જ કરે છે તેનું તે કાર્ય સફળ થતું નથી. આ બાબત 'પદ્મપુરાણ'ના ભૂમિખંડમાં આવતી કૃકલ વૈશ્યની કથામાં સ્પષ્ટ કરવામાં આવી છે. એ કથા અહીં સંક્ષેપમાં પ્રસ્તુત છે –

## પતિવ્રતા સુકલા

કાશીપુરીમાં એક વૈશ્ય રહેતા હતા. તેમનું નામ હતું કૃકલ. તેમની પત્ની ઉચ્ચ કોટિની સન્નારી અને ઉત્તમ વ્રત પાળનારી હતી. તે હંમેશાં ધર્મપાલનમાં તત્પર રહેતી હતી અને પતિવ્રતા હતી. તેનું નામ હતું સુકલા. તે સુંદર, મંગલમય, સત્યવક્તા, સંસ્કારી અને નિર્દોષ સ્વભાવની સ્ત્રી હતી. તેનું રૂપ ઘણું મનોહર હતું. કૃકલ વૈશ્ય પણ ધર્મને જાણનારા, વિવેકસંપન્ન

અને સદ્ગુણી હતા. વૈદિક-પૌરાણિક ધર્મગ્રંથો સાંભળવામાં તેમની ઘણી રુચિ હતી. તેમણે તીર્થયાત્રાના પ્રસંગવર્ણનમાં એવું સાંભળ્યું કે તીર્થોનું સેવન ઘણું પુણ્યદાયી અને કલ્યાણકારી પણ છે. આવું સાંભળીને તેમણે તીર્થયાત્રા માટે જતા બ્રાહ્મણો અને વૈશ્યોની સાથે પોતે જવું એવો સંકલ્પ કર્યો.

આ જોઈને સુકલાએ કહ્યું – 'હે પ્રાણનાથ! હું તમારી ધર્મપત્ની છું. તમારા પડછાયાની જેમ રહીને હું પાતિવ્રત્યના ઉત્તમ વ્રતનું પાલન કરીશ, કે જે વ્રત સ્ત્રીઓનાં પાપોનો નાશ કરનારું અને તેમને સદ્ગતિ આપનારું છે. જે સ્ત્રી પતિપરાયણ હોય છે તે આ સંસારમાં પુણ્યશાળી કહેવાય છે. સ્ત્રીઓ માટે પતિ સિવાય અન્ય કોઈ પણ એવું તીર્થ નથી કે જે આ લોકમાં સુખ આપનારું અને પરલોકમાં સ્વર્ગ અને મોક્ષ આપનારું હોય. હે સાધુશ્રેષ્ઠ! સ્ત્રીએ પતિના જમણા ચરણને પ્રયાગ અને ડાબા ચરણને પુષ્કર તીર્થ સમજવું જોઈએ. જે સ્ત્રી આ પ્રકારે સમજે છે તેને પોતાના પતિના પગ પખાળેલા જળ (ચરણોદક)થી સ્નાન કરવાથી પ્રયાગ-પુષ્કર તીર્થોમાં સ્નાન કર્યાનું પુણ્ય મળે છે; કારણ કે સ્ત્રીઓ માટે પતિના ચરણોદકનો અભિષેક પ્રયાગ અને પુષ્કરનાં તીર્થોમાં સ્નાન કર્યા બરાબર છે એમાં કોઈ સંદેહ નથી. સ્ત્રી માટે પતિ સમસ્ત તીર્થો સમાન છે, પતિ તમામ ધર્મોનું સ્વરૂપ છે.* યજ્ઞની દીક્ષા લઈને યજ્ઞોનું અનુષ્ઠાન કરવાથી પુરુષને જે પુણ્ય પ્રાપ્ત થાય છે તે જ પુણ્ય સાધ્વી સ્ત્રી પોતાના પતિની પૂજા કરીને તત્કાળ પ્રાપ્ત કરી લે છે. માટે હે પ્રિયતમ! હું પણ તમારી સેવા કરતી રહીને તમારી સાથે તીર્થોમાં ફરીશ અને તમારા પડછાયાનું અનુસરણ કરતી કરતી જ પાછી આવીશ.'

---

* **सव्यं पादं स्वभर्तुश्च प्रयागं विद्धि सत्तम।**
**वामं च पुष्करं तस्य या नारी परिकल्पयेत्॥**
**तस्य पादोदकस्नानात् तत्पुण्यं परिजायते।**
**प्रयागपुष्करसमं स्नानं स्त्रीणां न संशयः॥**
**सर्वतीर्थसमो भर्ता सर्वधर्ममयः पतिः।**
(પદ્મપુરાણ : ભૂમિખંડ - ૪૧/૧૩-૧૫)

આ સાંભળીને કૃકલે તેને સાથે લઈ જવાનું સ્વીકાર્યું; પરંતુ તેણે વિચાર્યું – 'ઠંડી અને ગરમીના કારણે તીર્થોના દુર્ગમ માર્ગો પર ચાલવામાં આને ઘણું કષ્ટ થશે, તેથી તેને સાથે નહિ લઈ જતાં હું એકલો જ યાત્રા કરીશ.' અને તેઓ કશી જાણ કર્યા વિના જ રાત્રે ચૂપચાપ, સાથીઓ સાથે ચાલી નીકળ્યા. સુકલા સવારે જ્યારે જાગી ત્યારે તેણે પતિને ઘરમાં દીઠા નહિ. પતિદેવ તીર્થયાત્રા સારુ ચાલી નીકળ્યા છે એ જાણીને તે પતિપરાયણ સ્ત્રીએ નિશ્ચય કર્યો કે 'જ્યાં સુધી પતિદેવ પાછા આવશે નહિ ત્યાં સુંધી જમીન ઉપર ચટાઈ પાથરીને સૂઈશ; ઘી-તેલ અને દૂધ-દહીં ખાઈશ નહિ; તાંબૂલ અને મીઠું ખાવાનું પણ છોડી દઈશ, ગોળ વગેરે ગળી ચીજો પણ ખાઈશ નહિ; પતિદેવ પાછા આવશે ત્યાં સુધી દિવસમાં એક જ ટંક ભોજન કરીશ અથવા ઉપવાસ કરીને ચલાવીશ.'

આ પ્રકારે નિયમ લઈને સુકલા ઘણા દુ:ખપૂર્વક દિવસો વિતાવવા લાગી. તેણે એક જ વેણી ધારણ કરવાનું શરૂ કર્યું. એક જ કપડાથી તે પોતાનો દેહ ઢાંકવા લાગી. તેનું રૂપ ઝાંખું પડી ગયું. તે એક જ મેલુંઘેલું વસ્ત્ર પહેરતી હતી. આ રીતે દુ:ખમય આચાર પાળવાથી તે અત્યંત દૂબળી પડી ગઈ. તે પતિ માટે નિરંતર વ્યાકુળ રહેવા લાગી. દિવસ-રાત તે રડતી રહેતી હતી. તેને રાત્રે ઊંઘ આવતી ન હતી અને ક્યારેય ભૂખ પણ લાગતી ન હતી.

સુકલાની આવી દશા જોઈને તેની સખીઓએ પૂછ્યું – 'બહેન! તું અત્યારે રડે છે શા માટે?' સુકલા બોલી – 'બહેનો! મારા ધર્મપરાયણ સ્વામી મને છોડીને તીર્થયાત્રા કરવા ચાલ્યા ગયા છે; તેથી તેમના વિયોગને લીધે હું અત્યંત દુ:ખી છું.'

સખીઓએ કહ્યું – 'બહેન! તું નિરર્થક શોક કરે છે. નિરર્થક જ પોતાનું શરીર સૂકવી રહી છે અને કારણ વગર જ ભોગોનો પરિત્યાગ કરી રહી છે. મોજથી ખા-પી. આવું કષ્ટ શા માટે વેઠે છે? કોણ કોનો પતિ, કોણ કોનો પુત્ર અને કોણ કોનાં સગાં-સંબંધી છે? આ સંસારમાં

કોઈ કોઈનું નથી, કોઈની પણ સાથે કાયમી સંબંધ નથી. સખી! ખાવું-પીવું અને લહેર કરવી એ જ સંસારનું ફળ છે. મનુષ્યના મરી ગયા પછી કયો મનુષ્ય આ ફળનો ઉપભોગ કરી શકે છે અને કોણ તેને જોવા આવે છે?'

સુકલા બોલી – "બહેનો! તમે જે વાત કહી તે વેદોને માન્ય નથી. જે સ્ત્રી પોતાના પતિથી અલગ થઈને હંમેશાં એકલી રહે છે તેને પાપી સ્ત્રી માનવામાં આવે છે. શ્રેષ્ઠ પુરુષો તેનો આદર કરતા નથી. વેદોમાં હંમેશાં એ જ વાત જોવામાં આવી છે કે સ્ત્રીનો પતિ સાથેનો સંબંધ પૂર્વસંચિત પુણ્યના પ્રભાવે જ થાય છે અને અન્ય કોઈ કારણે નહિ. શાસ્ત્રોનું કહેવું છે કે પતિ જ હંમેશાં સ્ત્રીઓ માટે તીર્થ છે, તેથી સ્ત્રી માટે એ જ યોગ્ય છે કે તે સાચા ભાવથી પતિસેવામાં પ્રવૃત્ત રહીને દરરોજ તન, મન, વચન અને ક્રિયા થકી પતિની જ ઉપાસના કરે અને હંમેશાં પતિની જ સેવા કરે. ગૃહિણી સ્ત્રી પતિના ડાબા પડખે બેસીને જે દાન, પુણ્ય, યજ્ઞ વગેરે કરે છે તેનું ઘણું મોટું ફળ મળે છે એમ શાસ્ત્રોમાં જણાવાયું છે; એવું ફળ કાશી-ગંગામાં, પુષ્કરતીર્થમાં, દ્વારકાપુરીમાં, ઉજ્જૈન અને કેદારતીર્થમાં સ્નાન કરવાથી પણ મળી શકતું નથી.

"પતિવ્રતા સ્ત્રીને પતિની પ્રસન્નતામાં જ ઉત્તમ સુખ, પુત્રનું સૌભાગ્ય, ખાન-પાન, વસ્ત્ર-આભૂષણ, સૌભાગ્ય, રૂપ, તેજ, ફળ, યશ, કીર્તિ, ઉત્તમ ગુણ વગેરે બધું જ મળી જાય છે. જે સ્ત્રી પોતાના પતિના હોવા છતાં તેની સેવા નહિ કરતાં ધર્મનું અન્ય કોઈ અનુષ્ઠાન કરે છે તેનું તે કાર્ય નિષ્ફળ થાય છે તથા સંસારમાં તે વ્યભિચારિણી કહેવાય છે.* સ્ત્રીઓનું યૌવન, રૂપ, જન્મ - સર્વ કાંઈ પતિ માટે જ હોય છે. આ ધરતી ઉપર સ્ત્રીની પ્રત્યેક વસ્તુ તેના પતિની આવશ્યકતા-પૂર્તિનું

---

* **विद्यमाने यदा कान्ते अन्यधर्मं करोति या।**
**निष्फलं जायते तस्याः पुंश्चली परिकथ्यते॥**
(પદ્મપુરાણ : ભૂમિખંડ - ૪૧/૬૯)

જ સાધન છે. પતિ જ સ્ત્રીનો સ્વામી છે, પતિ જ તેનો ગુરુ છે, પતિ જ દેવો સહિત તેનો ઇષ્ટદેવ છે અને પતિ જ તીર્થ તથા પુણ્ય છે.** પતિના અન્યત્ર ગયા પછી જે સ્ત્રી શૃંગાર કરે છે તેનું રૂપ, સૌંદર્ય બધું જ નિરર્થક છે. પૃથ્વી પરનાં લોકો તેને જોઈને કહે છે કે આ સ્ત્રી અવશ્ય વ્યભિચારિણી જ છે. તેથી કોઈ પણ સ્ત્રીએ પોતાના સનાતન ધર્મનો ત્યાગ નહિ કરવો જોઈએ. જ્યારે મારા પતિદેવ અહીં ઉપસ્થિત નથી ત્યારે હું કઈ રીતે ભોગોનો ઉપભોગ કરી શકું? મારા માટે એવો વિચાર અવશ્ય જ પાપપૂર્ણ છે.''

સુકલાના મુખે આ રીતે ઉત્તમ પાતિવ્રત્ય-ધર્મનું વર્ણન સાંભળીને બહેનપણીઓને ઘણો આનંદ થયો. સ્ત્રીઓને સદ્‌ગતિનું પ્રદાન કરનારા આ પરમપવિત્ર પાતિવ્રત્ય-ધર્મનું શ્રવણ કરીને તમામ સ્ત્રી-પુરુષો ધર્માનુરાગિણી મહાભાગ્યશાળી સુકલાની પ્રશંસા કરવા લાગ્યાં.

સુકલાના મનમાં કેવળ પતિનું જ ધ્યાન હતું અને પતિની જ ઝંખના હતી. તેના સતીત્વનો પ્રભાવ દેવરાજ ઇન્દ્રે પણ સારી રીતે જોયો અને એ વિશે પૂરેપૂરો વિચાર કરીને તેઓ મનોમન કહેવા લાગ્યા – 'હું તેના આ અવિચળ ધૈર્યનો નાશ કરીશ.' આવો નિશ્ચય કરીને તેમણે કામદેવને યાદ કર્યા. પોતાની પ્રિયા રતિ સાથે કામદેવ ત્યાં હાજર થયા અને હાથ જોડીને ઇન્દ્રને કહ્યું – 'હે પ્રભુ! અત્યારે તમે મને શા માટે બોલાવ્યો છે? આજ્ઞા કરો, હું હર પ્રકારે આજ્ઞાપાલન કરીશ.'

ઇન્દ્રે કહ્યું – 'કામદેવ! પાતિવ્રત્ય-ધર્મના પાલનમાં તત્પર રહેનારી આ જે મહાભાગ્યશાળી સુકલા છે તે પરમ પુણ્યશાળી અને મંગલમયી છે, તેને હું મારી તરફ આકર્ષિત કરવા ઇચ્છું છું. આ કામમાં તમે મને સંપૂર્ણપણે મદદ કરો.'

---

** **भर्त्ता नाथो गुरुर्भर्त्ता देवता दैवतैः सह।**
**भर्त्ता तीर्थं च पुण्यं च नारीणां नृपनन्दन॥**
(પદ્મપુરાણ : ભૂમિખંડ - ૪૧/૭૫)

કામદેવે જવાબ આપ્યો – 'હે સહસ્રલોચન! હું તમારી ઈચ્છાને પૂર્ણ કરવા તમને અવશ્ય મદદ કરીશ. હું મુનિઓ, મોટા-મોટા ઋષિઓ અને દેવોને પણ જીતવાનું સામર્થ્ય ધરાવું છું, તો પછી એક સાધારણ સ્ત્રીને, કે જેના શરીરમાં કોઈ જ બળ નથી હોતું તેને જીતવી એ શી મોટી વાત છે!'

પછી, દેવરાજ ઈન્દ્ર તે સ્થળ પર ગયા કે જ્યાં તે પરમપુણ્યશાળી પતિવ્રતા સુકલા રહેતી હતી. તે પોતાના ઘરના બારણામાં એકલી બેઠી હતી અને માત્ર પતિના ધ્યાનમાં જ તન્મય થયેલી હતી. તે પોતાના પ્રાણને વશ કરીને પતિનું ચિંતન કરતાં કરતાં બાહ્યજ્ઞાન વિનાની બની ગઈ હતી. કોઈ પણ પુરુષ તેની આ સ્થિતિની કલ્પના કરી શકે નહિ. તે સમયે અનુપમ તેજસ્વી અને સૌંદર્યયુક્ત તથા હાવભાવથી શોભતું અત્યંત અદ્ભુત રૂપ ધારણ કરીને ઈન્દ્ર સુકલા સમક્ષ પ્રગટ થયા. ઉત્કૃષ્ટ કામભાવ ધરાવતા પુરુષને આ રીતે પોતાની સામે વિચરતો જોઈને ધર્માત્મા કૃકલ વૈશ્યની પત્ની સુકલાએ તેના રૂપ, ગુણ અને તેજનું સહેજ પણ સમ્માન કર્યું નહિ. જેમ કમળના પાંદડા પર છાંટેલું પાણી તે પાંદડાને છોડી દૂર થઈ જાય છે અર્થાત્ તેના પર ટકતું નથી તે જ રીતે તે સતી સુકલા પણ તે પુરુષ પ્રત્યે આકર્ષિત થઈ નહિ. તે ઘરમાં ચાલી ગઈ અને પોતાના પતિમાં જ અનુરાગિણી રહીને તેમનું જ ચિંતન કરવા લાગી.

ઈન્દ્ર સુકલાનો શુદ્ધ ભાવ સમજી ગયા અને તેમણે સામે ઊભેલા કામદેવને કહ્યું – 'આ સતી સ્ત્રીએ સત્યરૂપ પતિના ધ્યાનનું કવચ ધારણ કરેલું છે, તેથી તેને પરાજિત કરવી અસંભવ છે. આ પતિવ્રતા પોતાના હાથોમાં ધર્મરૂપી ધનુષ્ય અને ધ્યાનરૂપી ઉત્તમ બાણ ધારણ કરીને અત્યારે યુદ્ધભૂમિમાં તમારી સાથે યુદ્ધ કરવા તત્પર થયેલી છે. અજ્ઞાની મનુષ્યો જ મહાત્માઓ સાથે વેર બાંધે છે. કામદેવ! આ સતીના તપનો નાશ કરવાથી આપણે બંનેએ અનંત અને અપાર દુઃખ ભોગવવું પડશે. તેથી

હવે તેને અહીં જ રહેવા દઈને આપણે અહીંથી ચાલ્યા જવું જોઈએ. તું જાણે છે કે પહેલાં એકવાર હું સતી અહલ્યાની સાથે સમાગમ કરવાનું પાપપૂર્ણ પરિણામ - અસહ્ય દુઃખ ભોગવી ચૂક્યો છું. મહર્ષિ ગૌતમે મને ભયંકર શાપ આપ્યો હતો. આ આગની જ્વાળાઓને અડવાનું સાહસ કોણ કરે? કયો એવો મૂર્ખ છે કે જે પોતાના ગળામાં ભારે પથ્થર બાંધીને સમુદ્રમાં ઊતરે? કોને મોતના મોઢામાં જવાની ઈચ્છા હોય કે જે સતી સ્ત્રીને વિચલિત કરવાનો પ્રયત્ન કરે?

ઈન્દ્રે કામદેવને ઉત્તમ બોધ આપવા માટે આવી ઘણી જ નીતિયુક્ત વાતો કહી. તે સાંભળીને કામદેવે ઈન્દ્રને કહ્યું – 'હે દેવેશ! હું તો તમારી જ આજ્ઞાથી અહીં આવ્યો હતો. હવે તમે ધૈર્ય, પ્રેમ અને પુરુષાર્થ છોડીને આવી પૌરુષહીનતા અને કાયરતાની વાતો કેમ કરો છો?'

ત્યારબાદ ઈન્દ્ર અને કામદેવ સુકલાના સતીત્વને નષ્ટ કરવા માટે ફરીથી ગયા. એ સમયે સત્યે ધર્મને કહ્યું – 'ધર્મ! કામદેવ જે પ્રયત્ન કરી રહ્યો છે તેના પર નજર રાખો. મેં તમારા, મારા અને મહાત્મા પુણ્ય માટે (સત્ય, ધર્મ અને પુણ્ય માટે) જે સ્થાન બનાવ્યું છે તેને આ કામ નષ્ટ કરવા માગે છે. દુષ્ટાત્મા કામ આપણા બધાનો શત્રુ છે. તપસ્વી બ્રાહ્મણ, સદાચારી પતિ અને પતિવ્રતા સ્ત્રી - આ ત્રણ મારાં નિવાસસ્થાનો છે; અને જ્યાં મારી વૃદ્ધિ થાય છે, જ્યાં હું પુષ્ટ અને સંતુષ્ટ થાઉં છું ત્યાં જ તમારો પણ નિવાસ થાય છે. ત્યાં શ્રદ્ધાની સાથે પુણ્ય પણ આવીને ક્રીડા કરે છે. મારા શાંતિયુક્ત મંદિરમાં ક્ષમાનું પણ આગમન થાય છે તથા જ્યાં હું નિવાસ કરું છું ત્યાં સંતોષ, ઈન્દ્રિયસંયમ, દયા, પ્રેમ, પ્રજ્ઞા, ઉદારતા, નિર્લોભતા વગેરે ગુણો પણ આવી વસે છે. ત્યાં જ પવિત્ર ભાવ વસે છે. – આ બધાં મારાં બંધુ-બાંધવો છે. હે ધર્મ! અહિંસા, અસ્તેય, સહિષ્ણુતા અને પવિત્ર બુદ્ધિ - આ બધાં જ મારા ઘરમાં આવીને ધન્ય થાય છે. ગુરુ-શુશ્રૂષા, લક્ષ્મીસહિત ભગવાન

વિષ્ણુ અને અગ્નિ વગેરે દેવો પણ મારા ઘરમાં પધારે છે. મોક્ષના માર્ગને પ્રકાશિત કરનારાં જ્ઞાન, ઔદાર્ય વગેરેથી યુક્ત થઈને, અગાઉ કહી તે વિભૂતિઓ સાથે હું ધર્માત્મા પુરુષોના અને સતી સ્ત્રીઓના અંતઃકરણમાં નિવાસ કરું છું. આ જેટલા પણ સાધુ-મહાત્માઓ છે તે બધા મારાં નિવાસસ્થાનો છે; તે બધાની અંદર હું મારાં ઉપર્યુક્ત પરિવારજનો સાથે નિવાસ કરું છું. કલ્યાણમય ભગવાન શિવ પણ મારું નિવાસ-સ્થાન છે, કૃકલ વૈશ્યની પ્રિયતમા પત્ની મંગલમયી સુકલા પણ મારું ઉત્તમ ઘર છે. પરંતુ પાપી કામ આજે તે ઘરને બાળી નાખવા તત્પર બન્યો છે.'

ધર્મ બોલ્યા – 'હું કામનું તેજ ક્ષીણ કરી દઈશ. મેં એવો ઉપાય વિચારી લીધો છે કે જેથી કામ આજે જ ભાગી છૂટશે.'

આ બાજુ, કામદેવે મોકલેલી ક્રીડા સતી-સાધ્વીનું રૂપ ધારણ કરીને સુકલાના ઘરે ગઈ. તે રૂપાળી સ્ત્રીને આવેલી જોઈને આદરયુક્ત શબ્દો કહીને સુકલાએ તેનો સત્કાર કર્યો. પછી બંને વચ્ચે પરસ્પર વાતચીત થવા લાગી. ક્રીડા બોલી – 'દેવી! મારા પતિ ઘણા બળવાન, ગુણજ્ઞ, ધૈર્યવાન અને અત્યંત પુણ્યાત્મા છે, પરંતુ મને છોડી તેઓ શી ખબર ક્યાં ચાલ્યા ગયા છે. હું કમભાગી છું. હે મહાભાગ્યશાળી! સ્ત્રીઓ માટે તો રૂપ, સૌભાગ્ય, શૃંગાર, સુખ અને સંપત્તિ - એ બધું પતિ જ છે; એવું શાસ્ત્રોનું કહેવું છે.'

પતિવ્રતા સુકલાએ ક્રીડાની આ બધી વાતો એક દુઃખિયારી નારીના હૃદયના સાચા ભાવ સમજીને સાંભળી અને તે તેના દુઃખથી દુઃખી થઈ. એ પછી તેણે પોતાની હાલત થોડા શબ્દોમાં કહી સંભળાવી; અને ત્યારે ક્રીડાએ તેને સાંત્વના આપીને ઘણી સમજાવી - શાંત કરી.

ત્યારબાદ એક દિવસે ક્રીડાએ સુકલાને કહ્યું – 'બહેન! જુઓ, સામે અનેક દિવ્ય વૃક્ષોથી શોભાયમાન સુંદર વનમાં એક પરમ પવિત્ર પાપનાશન તીર્થ છે. ચાલો, આપણે બંને ત્યાં પુણ્ય-સંચય કરવા જઈએ.'

આ સાંભળીને સુકલા તે માયામયી સ્ત્રી સાથે ગઈ. તેણે વનમાં પ્રવેશીને જોયું તો તેને એવું લાગ્યું કે તે વનમાં જાણે નંદનવનની શોભા ઊતરી આવી છે.

તે જ સમયે રતિની સાથે કામ અને ઇન્દ્ર પણ ત્યાં આવ્યા. ઇન્દ્ર તમામ ભોગોના અધિપતિ હોવા છતાં પણ કામોપભોગ માટે વ્યગ્ર હતા. તેમણે કામદેવને પાસે બોલાવીને કહ્યું – 'લો, આ સુકલા આવી ગઈ. તે ક્રીડાની આગળ ઊભી છે, તેના પર પ્રહાર કરો.' કામદેવ બોલ્યા – 'સહસ્રલોચન! તમે લીલા અને ચાતુરીયુક્ત પોતાનું દિવ્ય રૂપ પ્રગટ કરો, જેનો આશરો લઈને હું તેના પર પ્રહાર કરું; કારણ કે મહાદેવે મારું રૂપ પહેલાંથી જ લઈ લીધું છે જેથી મારું શરીર છે જ નહિ. જ્યારે હું કોઈ સ્ત્રીને પોતાનાં બાણોનું લક્ષ્યસ્થાન બનાવવા માગું છું ત્યારે કોઈ પુરુષ-શરીરનો આશરો લઈને મારું રૂપ પ્રગટ કરું છું. એ જ રીતે પુરુષ પર પ્રહાર કરવા માટે સ્ત્રી-શરીરનો આશરો લઉં છું. પુરુષ જ્યારે પહેલવહેલાં કોઈ સુંદર સ્ત્રીને જોઈને વારંવાર તેનું જ ચિંતન કરવા લાગે છે ત્યારે હું ચૂપચાપ તેનામાં પ્રવેશીને તેને ઉન્મત્ત બનાવી દઉં છું. સ્મરણ-ચિંતનથી મારો પ્રાદુર્ભાવ થાય છે, તેથી મારું નામ 'સ્મર' પડ્યું છે. આજે હું તમારા રૂપનો આશરો લઈને તે સ્ત્રીને મારી ઇચ્છા મુજબ નચાવીશ.' આમ કહીને કામદેવે ઇન્દ્રના શરીરમાં પ્રવેશ કર્યો.

તે વનમાં ગયા પછી દેવી સુકલાએ ક્રીડાને પૂછ્યું – 'બહેન! આ મનોહર દિવ્ય વન કોનું છે?' ક્રીડા બોલી – 'સહજસિદ્ધ દિવ્ય ગુણોથી યુક્ત આ આખુંય વન કામદેવનું છે. તમે સારી રીતે આ વનનું નિરીક્ષણ કરો.'

દુષ્ટાત્મા કામની આ કુચેષ્ટાને જોઈને અર્થાત્ તેણે રચેલું વન જોઈને સુકલાએ વાયુ દ્વારા લવાયેલી ત્યાંનાં ફૂલોની સુગંધ ગ્રહણ કરી નહિ અને ત્યાંના રસોનું આસ્વાદન પણ કર્યું નહિ. આ જોઈને કામદેવનો

મિત્ર વસંત ઘણો શરમિંદો પડી ગયો.

એ પછી કામદેવની પત્ની રતિ પ્રીતિને સાથે લઈને આવી અને હસીને સુકલાને કહ્યું – 'હે ભદ્રા! તમારું કલ્યાણ થાઓ. હું તમારું સ્વાગત કરું છું. તમે મારી અને પ્રીતિની સાથે અહીં રમણ કરો.' સુકલાએ કહ્યું – 'જ્યાં મારા પતિ છે ત્યાં જ હું પણ છું. હું હંમેશાં પતિની સાથે રહું છું. મારો કામ, મારી પ્રીતિ બધું તેઓ જ છે. આ મારું શરીર તો છાયામાત્ર છે.' આ સાંભળીને રતિ અને પ્રીતિ - બંને લજવાઈને ભોંઠી પડી તથા કામદેવની પાસે જઈને બોલી – 'હે મહાપ્રાજ્ઞ! હવે તમે પોતાનો પ્રયત્ન છોડી દો, આ સ્ત્રીને જીતવી મુશ્કેલ છે. આ મહાભાગ્યશાળી પતિવ્રતા હરહંમેશ પોતાના પતિની જ કામના સેવે છે.' કામદેવે કહ્યું – 'દેવી! તે જ્યારે ઈન્દ્રનું રૂપ જોશે ત્યારે હું તેને અવશ્ય ઘાયલ કરી દઈશ.'

ત્યારબાદ દેવરાજ ઈન્દ્ર પરમ સુંદર રૂપ ધારણ કરીને રતિની પાછળ પાછળ ગયા. તેમની ચાલમાં અત્યંત લલિત વિલાસ જોવા મળતો હતો. તેઓ બધી જ જાતનાં આભૂષણો, દિવ્ય માળા, દિવ્ય વસ્ત્ર અને દિવ્ય ગંધથી સુસજ્જ હતા. તેઓ સુકલા પાસે આવ્યા અને બોલ્યા – 'મેં તારી પાસે પોતાની દૂતી ક્રીડાને તથા પ્રીતિ અને રતિને મોકલી હતી. તું મારી વિનંતી કેમ માન્ય રાખતી નથી? હવે હું પોતે જ તારી પાસે આવ્યો છું, મારો સ્વીકાર કર.'

સુકલા બોલી – 'જ્યાં સુધી મારાં નેત્રો ખુલ્લાં રહે છે ત્યાં સુધી હું નિરંતર પતિના જ કાર્યમાં વ્યસ્ત રહું છું. તમે કોણ છો, કે જેઓ મૃત્યુના ભયને અવગણીને મારી પાસે આવ્યા છો? ઈન્દ્રિયસંયમ સમેત વિભિન્ન ગુણો થકી ઉત્તમ ધર્મ હંમેશાં મારું રક્ષણ કરે છે. આ જુઓ, શાંતિ અને ક્ષમાની સાથે સત્ય મારી સામે ઉપસ્થિત છે. મહાબળવાન અને પરમ યશસ્વી સત્ય કદી પણ મને છોડવા સમર્થ નથી. તો પછી તમે શા માટે બળપૂર્વક મને પ્રાપ્ત કરવા માગો છો? મારા સત્ય, ધર્મ,

પુણ્ય, જ્ઞાન વગેરે બળવાન પુત્રો હંમેશાં મારું રક્ષણ કરવા તત્પર છે. હું નિત્ય સુરક્ષિત છું. ઇન્દ્રિય-સંયમ અને મનોનિગ્રહમાં સજ્જ છું. સાક્ષાત્ શચીપતિ ઇન્દ્ર પણ મને જીતવાની શક્તિ નથી ધરાવતા. જો મહાપરાક્રમી કામદેવ સ્વયં આવે તોપણ મને તેમની કોઈ પરવા નથી; કારણ કે હું અનાયાસપણે જ સતીત્વરૂપી કવચથી હંમેશાં સુરક્ષિત છું. મારા પરનાં કામદેવનાં બાણ નિઃસંદેહ નિષ્ફળ થઈ જશે; ઊલટાનું આ મહાબલી ધર્મ, સત્ય વગેરે તમને જ હણી નાખશે. મારી સામે ઊભા ન રહો, અહીંથી દૂર થાઓ, નાસી છૂટો. મના કરવા છતાં પણ જો તમે અહીં ઊભા રહેશો તો બળીને ખાખ થઈ જશો. મારા પતિની અનુપસ્થિતિમાં જો તમે મારા શરીર ઉપર નજર નાખશો તો, જેવી રીતે આગ સૂકા લાકડાને બાળી નાખે છે તેવી જ રીતે હું પણ તમને ભસ્મ કરી નાખીશ.'*

સુકલાએ જ્યારે આ કહ્યું ત્યારે તો સતીના ભયંકર શાપના ભયથી વિહ્વળ થઈ જઈને ઇન્દ્ર વગેરે બધા જેવા આવ્યા હતા તેવા જ પાછા ગયા. બધાના ચાલ્યા ગયા પછી પુણ્યમયી પતિવ્રતા સુકલા પતિનું ધ્યાન કરતી કરતી પોતાના ઘરે પાછી આવી ગઈ.

---

* **अहं रक्षापरा नित्यं दमशान्तिपरायणा।**
**न मां जेतुं समर्थश्च अपि साक्षाच्छचीपतिः॥**
**यदि वा मन्मथो वापि समागच्छति वीर्यवान्।**
**दंशिताहं सदा सत्यमत्याकष्टेन सर्वदा॥**
**निरर्थकास्तस्य बाणा भविष्यन्ति न संशयः।**
**त्वामेवं हि हनिष्यन्ति धर्माद्यास्ते महाबलाः॥**
**दूरं गच्छ पलायस्व नात्र तिष्ठ ममाग्रतः।**
**वार्यमाणो यदा तिष्ठेर्भस्मीभूतो भविष्यसि॥**
**भर्त्रा विना निरीक्षेत मम रूपं यदा भवान्।**
**यथा दारु दहेद्वह्निस्तथा धक्ष्यामि नान्यथा॥**

(પદ્મપુરાણ : ભૂમિખંડ - ૫૮/૩૨-૩૬)

હવે, ધર્માત્મા કૃકલ વૈશ્ય પણ બધાં તીર્થોની યાત્રા પૂરી કરીને પોતાના સાથીઓ સાથે ઘણા ઉલ્લાસપૂર્વક ઘર તરફ પાછા વળ્યા. તેઓ વિચારતા હતા કે સંસારમાં મેં લીધેલો જન્મ સફળ થઈ ગયો; મારા પિતૃઓ-પૂર્વજો સ્વર્ગમાં પહોંચી ગયા હશે. તેઓ આ રીતે વિચારી રહ્યા હતા ત્યારે જ તેમની સામે તેમના પિતા-પિતામહોને પ્રત્યક્ષરૂપે બાંધીને લાવતા એક દિવ્યરૂપધારી વિશાળકાય પુરુષ પ્રગટ થયા અને બોલ્યા – 'વૈશ્ય! તારું પુણ્ય ઉત્તમ નથી. તને તીર્થયાત્રાનું ફળ મળ્યું નથી. તેં નિરર્થક જ આટલો પરિશ્રમ ઉઠાવ્યો!' આ સાંભળીને કૃકલ વૈશ્ય દુઃખી થયા અને તેમણે પૂછ્યું – 'આવી વાત કરનારા તમે છો કોણ? મારા પિતા-પિતામહોને કેમ બાંધ્યા છે? મને તીર્થનું ફળ કેમ ના મળ્યું?'

તે પુરુષે કહ્યું – 'હું ધર્મ છું. પતિવ્રતા પત્નીને એકલી છોડીને જે પુરુષ ધર્માચરણ માટે બહાર જાય છે તેનું કરેલું બધું ધર્મકાર્ય વ્યર્થ જાય છે. બધા જ પ્રકારે સદાચારમાં સંલગ્ન રહેનારી, પ્રશંસનીય આચરણ ધરાવનારી, ધર્મ-સાધનમાં તત્પર, હંમેશાં પાતિવ્રત્ય-ધર્મનું પાલન કરનારી, બધી જ વાતો જાણનારી તથા જ્ઞાન સાથે પ્રેમ રાખનારી જે સ્ત્રી છે તે ગુણવતી, પુણ્યમયી અને મહાસતી સ્ત્રી જેની પત્ની હોય તેના ઘરમાં હંમેશાં દેવો નિવાસ કરે છે; પિતૃઓ પણ તેના ઘરમાં રહીને તેના યશની નિરંતર કામના કરે છે; ગંગા વગેરે પવિત્ર નદીઓ, સાગર, યજ્ઞ, ગાય, ઋષિ અને સમસ્ત તીર્થો પણ તેના ઘરમાં વિદ્યમાન હોય છે. પોતાની પત્નીને સાથે લીધા વિના તેં તીર્થોમાં જે શ્રાદ્ધ અને દાન કર્યાં છે તે જ દોષના કારણે તારા પૂર્વજો બંધાયા છે. તું ચોર છે અને તારા પિતૃઓ પણ ચોર છે; કારણ કે તેમણે તેં અર્પણ કરેલું શ્રાદ્ધનું અન્ન લોલુપતાવશ થઈને ખાધું છે. પત્ની ગાર્હસ્થ્ય-ધર્મની અધિકારિણી છે - સ્વામિની છે. પત્ની વિના જ તેં શુભ કર્મોનું જે અનુષ્ઠાન કર્યું છે તે સ્પષ્ટપણે તારી ચોરી જ છે. પત્ની જ્યારે પોતાના હાથે ભોજન તૈયાર કરીને આપે છે ત્યારે તે અમૃતતુલ્ય મધુર હોય છે. તે અન્નનું પિતૃઓ પ્રસન્ન થઈને

ભોજન કરે છે અને તેનાથી જ તેમને વિશેષ સંતોષ અને તૃપ્તિ થાય છે. આમ, પત્ની વિના જે ધર્મ કરવામાં આવે છે તે નિષ્ફળ થાય છે.'

કૃકલે પૂછ્યું – 'હે ધર્મ! મને કહો કે, હવે મને કેવી રીતે સિદ્ધિ પ્રાપ્ત થશે અને મારા પિતૃઓને બંધનમાંથી કેવી રીતે છુટકારો મળશે?'

ધર્મે કહ્યું – 'હે મહાભાગ! તું પોતાના ઘરે જા. તારી ધર્મ-પરાયણ, પુણ્યમયી પત્ની સુકલા તારા વિના ઘણી જ દુઃખી થઈ ગઈ છે, તેને સાંત્વના આપ અને તેના હાથે શ્રાદ્ધ કર; પોતાના ઘરમાં જ પુણ્ય-તીર્થોનું સ્મરણ કરીને તું શ્રેષ્ઠ દેવતાઓનું પૂજન કર. આમ કરવાથી તારી કરેલી તીર્થયાત્રા સફળ થઈ જશે.'

આમ કહીને ધર્મ પાછા વળી ગયા. પરમ બુદ્ધિમાન કૃકલ પણ પોતાના ઘરે ગયા અને પતિવ્રતા પત્નીને જોઈને મનોમન ઘણા પ્રસન્ન થયા. સુકલાએ સ્વામીને આવેલા જોઈને તેમના શુભ-આગમન નિમિત્તે માંગલિક વિધિ કરી. ત્યારબાદ ધર્માત્મા કૃકલ વૈશ્યે ધર્મરાજનું બધું કાર્ય સુકલાને કહી જણાવ્યું. પતિનાં આનંદદાયક વચનો સાંભળીને મહાભાગા સુકલાને ઘણો આનંદ થયો. ત્યારપછી કૃકલે ઘરમાં જ રહીને પોતાની પત્ની સાથે શ્રદ્ધાપૂર્વક શ્રાદ્ધ, દેવપૂજન વગેરે પુણ્યકર્મોનું અનુષ્ઠાન કર્યું. એનાથી પ્રસન્ન થયેલા દેવો, પિતૃઓ, મુનિગણ વગેરે વિમાનો દ્વારા ત્યાં પધાર્યા અને મહાત્મા કૃકલ તથા તેમની સાધ્વી પત્ની - બંનેની પ્રશંસા કરવા લાગ્યા. ભગવાન શ્રીવિષ્ણુ, બ્રહ્માજી તથા મહાદેવજી પણ પોતપોતાની દેવીઓ સાથે ત્યાં આવ્યા. ઇન્દ્ર વગેરે સમસ્ત દેવતા તે સતીના સત્યથી સંતુષ્ટ હતા. બધાએ તે બંનેને - પતિપત્નીને કહ્યું – 'હે સુવ્રત! તમારું કલ્યાણ થાઓ. તમે પોતાની પત્ની સાથે મળીને વરદાન માગો.'

કૃકલે પૂછ્યું – 'હે પરમદેવો! મારા કયા પુણ્ય અને તપના પ્રસંગથી તમે મારી પત્ની સહિત મને વરદાન આપવા માટે પધાર્યા છો?'

ઈન્દ્રે કહ્યું – 'આ મહાભાગા સુકલા સતી છે. તેના સત્યથી સંતુષ્ટ થઈને અમે તમને વરદાન આપવા માગીએ છીએ.' આમ કહીને ઈન્દ્રે સુકલાના સતીત્વની કરેલી કસોટીનો બધો વૃતાન્ત સંક્ષેપમાં કહી સંભળાવ્યો. સુકલાના સદાચારનું માહાત્મ્ય સાંભળીને તેના સ્વામી કૃકલને ઘણી પ્રસન્નતા થઈ. હર્ષોલ્લાસથી તેની આંખોમાં ઝળઝળિયાં આવી ગયાં. ધર્માત્મા વૈશ્યે પત્નીની સાથે તમામ દેવોને વારંવાર સાષ્ટાંગ પ્રણામ કર્યા અને કહ્યું – 'હે મહાભાગ દેવગણ! તમે બધા પ્રસન્ન થાઓ; ત્રણેય સનાતન દેવો - બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ અમારા પર સંતુષ્ટ થાઓ તથા જે પુણ્યાત્મા ઋષિઓ અમારા પર કૃપા કરીને અહીં પધાર્યા છે તેઓ બધા પણ પ્રસન્ન થાઓ. હું હંમેશાં ભગવાનની ભક્તિ કરતો રહું; તમારા બધાની કૃપાથી ધર્મ તથા સત્યમાં મારો નિરંતર અનુરાગ રહે; તેમ જ છેવટે પત્ની અને પિતૃઓ સહિત હું ભગવાન શ્રીવિષ્ણુના ધામમાં જવા ઈચ્છું છું.'

દેવો બોલ્યા – 'હે મહાભાગ! તથાસ્તુ. એ બધું જ તને પ્રાપ્ત થાઓ.' આમ કહીને દેવોએ તે પતિ-પત્ની - બંને ઉપર પુષ્પવૃષ્ટિ કરી અને તેમને વરદાન આપીને, પતિવ્રતાની સ્તુતિ કરતા કરતા પોત-પોતાના લોકમાં જવા સિધાવ્યા. જે મનુષ્ય સુકલાનું આ ઉપાખ્યાન સાંભળે છે તે બધાં પાપોમાંથી મુક્ત થઈ જાય છે.

પતિવ્રતા સુકલાના આ આખ્યાનમાંથી પુરુષોએ એ બોધ લેવો જોઈએ કે પત્નીને સાથે રાખ્યા વિના કરેલાં યજ્ઞ, દાન, તપ, શ્રાદ્ધ વગેરે તમામ સત્કર્મો નિષ્ફળ થાય છે; અને સ્ત્રીઓએ એ બોધ લેવો જોઈએ કે પાતિવ્રત્ય-ધર્મનો કેટલો મોટો પ્રભાવ છે કે દેવરાજ ઇન્દ્ર પણ સતીના ભયથી જીવ લઈને ભાગી છૂટ્યા તથા તે પાતિવ્રત્ય-ધર્મના પાલનના પરિણામે દેવો, પિતૃઓ અને ઋષિઓ સુકલાના ઘરે પધાર્યા અને બ્રહ્મા-વિષ્ણુ-મહેશનાં દર્શન કરીને, વરદાન મેળવીને તે પતિ-પત્ની મુક્તિ પામ્યાં.

## સ્ત્રીઓ માટે સ્વતંત્રતાની મનાઈ

ગીતામાં શ્રીભગવાને કહ્યું છે –

**यतः प्रवृत्तिर्भूतानां येन सर्वमिदं ततम्।**
**स्वकर्मणा तमभ्यर्च्य सिद्धिं विन्दति मानवः॥**

(શ્રીમદ્ભગવદ્ગીતા - ૧૮/૪૬)

'જે પરમેશ્વર થકી સમસ્ત ભૂત-પ્રાણીઓની ઉત્પત્તિ થઈ છે અને જેમનાથી આ સમસ્ત જગત વ્યાપ્ત છે તે પરમેશ્વરની પોતાના સ્વાભાવિક કર્મ થકી પૂજા કરીને મનુષ્ય પરમસિદ્ધિને પ્રાપ્ત કરે છે.'

જે રીતે બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્ર - એ ચારેય વર્ણોનાં તમામ મનુષ્યો પોત-પોતાનાં કર્મો થકી ભગવાનની પૂજા કરીને પરમગતિને પ્રાપ્ત કરે છે તેવી જ રીતે કન્યાઓ, સોહાગણો તથા વિધવા સ્ત્રીઓ પણ પોત-પોતાનાં કર્તવ્ય-કર્મો થકી ભગવાનની પૂજા કરીને પરમગતિને પ્રાપ્ત કરે છે.

કર્તવ્ય શું છે અને અકર્તવ્ય શું છે એ વિશે શાસ્ત્ર જ પ્રમાણ છે. જે સ્ત્રી શાસ્ત્રનિહિત મર્યાદા મુજબ વર્તે છે તેનાથી તેનું અવશ્ય કલ્યાણ થાય છે; પરંતુ જે કોઈ સ્ત્રી શાસ્ત્રમર્યાદા છોડીને મનમાન્યું કામ તેને સારું માનીને કરે છે તોપણ તેને કોઈ લાભ થતો નથી. શ્રીભગવાને ગીતામાં જણાવ્યું છે –

**यः शास्त्रविधिमुत्सृज्य वर्तते कामकारतः।**
**न स सिद्धिमवाप्नोति न सुखं न परां गतिम्॥**

(શ્રીમદ્ભગવદ્ગીતા - ૧૬/૨૩)

'જે મનુષ્ય શાસ્ત્રવિધિનો ત્યાગ કરીને પોતાની ઇચ્છાથી મનમાન્યું આચરણ કરે છે તે સિદ્ધિ પ્રાપ્ત કરતો નથી, પરમગતિ પ્રાપ્ત કરતો નથી અને સુખ પણ પ્રાપ્ત કરતો નથી.'

મનુ આદિ ઋષિઓએ પણ સ્ત્રી-જીવનના સ્વરૂપ અને સ્વભાવને સારી રીતે સમજીને સ્ત્રીઓના હિત અને તેમના રક્ષણ માટે તેમને હંમેશાં

પુરુષોના શાસનમાં રહેવાની આજ્ઞા કરી છે.

**बालया वा युवत्या वा वृद्धया वापि योषिता।**
**न स्वातन्त्र्येण कर्तव्यं किञ्चित्कार्यं गृहेष्वपि॥**

(મનુસ્મૃતિ - ૫/૧૪૭)

'સ્ત્રી બાલિકા હોય કે યુવતી અથવા તો વૃદ્ધા પણ કેમ ન હોય, તેણે પોતાના ઘરમાં કોઈ પણ કાર્ય સ્વાતંત્ર્યપૂર્વક કરવું જોઈએ નહિ.'

**बाल्ये पितुर्वशे तिष्ठेत् पाणिग्राहस्य यौवने।**
**पुत्राणां भर्तरि प्रेते न भजेत् स्त्री स्वतन्त्रताम्॥**

(મનુસ્મૃતિ - ૫/૧૪૮)

'(સ્ત્રીએ) બાલ્યાવસ્થામાં પિતાને આધીન, યુવાવસ્થામાં પતિને આધીન અને જો પતિનું મૃત્યુ થાય તો પુત્રોને આધીન રહેવું જોઈએ. (તાત્પર્ય એ છે કે) સ્ત્રીએ કદી પણ સ્વતંત્રતા ભોગવવી જોઈએ નહિ.'

**पित्रा भर्त्रा सुतैर्वापि नेच्छेद् विरहमात्मनः।**
**एषां हि विरहेण स्त्री गर्ह्यौ कुर्यादुभे कुले॥**

(મનુસ્મૃતિ - ૫/૧૪૯)

'(સ્ત્રીએ) પિતા, પતિ અથવા પુત્રોથી પોતાને અલગ રાખવાની કદી પણ ઈચ્છા કરવી જોઈએ નહિ; કારણ કે તેમનાથી અલગ રહેવાથી તેના પિતૃકુળ અને પતિકુળ - બંનેને લાંછન લાગવાનો સંભવ છે.'

સ્ત્રીઓ સ્વતંત્ર અને અરક્ષિત થઈ જાય તો તેથી તેમનામાં વિભિન્ન પ્રકારના દોષ ઉત્પન્ન થાય છે; જ્યારે તેમનું રક્ષણ થવાથી તેમનું પોતાનું અને ધર્મનું રક્ષણ થાય છે. તેથી જ શાસ્ત્રોમાં સ્ત્રીઓ માટે સ્વતંત્રતાનો નિષેધ કરાયો છે. શાસ્ત્રો રચનારા ઋષિઓ-મહર્ષિઓ ત્રિકાળદર્શી, સ્વાર્થત્યાગી, સમદર્શી, અનુભવી, પૂર્વાપરને (અર્થાત્ આગળ-પાછળના સંજોગોને) ગહનતાપૂર્વક વિચારનારા અને સંસારના પરમ હિતેચ્છુ હતા. તેથી તેમની વાતો પર વિશેષ ધ્યાન આપીને આપણે સ્ત્રીઓનું તમામ

પ્રકારે રક્ષણ કરવું જોઈએ. શ્રીમનુ મહારાજ કહે છે –

**सूक्ष्मेभ्योऽपि प्रसङ्गेभ्यः स्त्रियो रक्ष्या विशेषतः।**
**द्वयोर्हि कुलयोः शोकमावहेयुररक्षिताः॥**

(મનુસ્મૃતિ - ૯/૫)

'આસક્તિ અથવા કુસંગ સૂક્ષ્મમાં સૂક્ષ્મ હોય તોપણ તેવા પ્રસંગોમાંથી સ્ત્રીઓનું વિશેષરૂપે રક્ષણ થવું જોઈએ; કારણ કે તેઓ અરક્ષિત રહેતાં પતિ અને પિતા - બંનેયનાં કુળોને શોકમાં મૂકી દે છે.'

**स्वां प्रसूतिं चरित्रं च कुलमात्मानमेव च।**
**स्वं च धर्मं प्रयत्नेन जायां रक्षन् हि रक्षति॥**

(મનુસ્મૃતિ - ૯/૭)

'જે પુરુષ પોતાની પત્નીનું પ્રયત્નપૂર્વક રક્ષણ કરે છે તે પોતાના સંતાનને વર્ણસંકર થવામાંથી બચાવે છે, પોતાના ચારિત્ર્યને નિષ્કલંક રાખે છે, પોતાની કુળમર્યાદાનું રક્ષણ કરે છે તથા પોતાનું અને પોતાના ધર્મનું પણ રક્ષણ કરે છે.'

**अर्थस्य संग्रहे चैनां व्यये चैव नियोजयेत्।**
**शौचे धर्मेऽन्नपक्त्यां च पारिणाह्यस्य वेक्षणे॥**

(મનુસ્મૃતિ - ૯/૧૧)

'સ્ત્રીનું રક્ષણ કરવાનો સરળ ઉપાય એ છે કે તેને ધનસંગ્રહના અને (યથાયોગ્ય) ધનવ્યયના કાર્યમાં તથા ઘરને પવિત્ર અને સ્વચ્છ રાખવું, દાન-પૂજન વગેરે ધર્મ-કાર્યો કરવાં, રસોઈ બનાવવી, ઘરના સામાનની દેખભાળ કરવી વગેરે કાર્યોમાં નિયોજિત કરવામાં આવે.' (આ કાર્યોમાં કુશળ સ્ત્રી કુળ-કુટુંબની સારી રીતે સેવા કરતી રહીને પોતે પણ સુરક્ષિત રહે છે.)

**पानं दुर्जनसंसर्गः पत्या च विरहोऽटनम्।**
**स्वप्नोऽन्यगेहवासश्च नारीसंदूषणानि षट्॥**

(મનુસ્મૃતિ - ૯/૧૩)

'મદ્યપાન, દુષ્ટોનો સંગ, પતિથી અલગ રહેવું, એકલાં ફરવું, અધિક સૂવું અને બીજાના ઘરમાં નિવાસ કરવો - સ્ત્રીઓ માટે આ છ દોષ છે.' (આનાથી સ્ત્રીઓનું દૂષિત થવું સંભવિત છે, તેથી સ્ત્રીઓએ આ દોષોને ત્યજવા જોઈએ.)

શ્રીમનુ મહારાજે કહ્યું છે –

**पिता रक्षति कौमारे भर्ता रक्षति यौवने।**
**रक्षन्ति स्थविरे पुत्रा न स्त्री स्वातन्त्र्यमर्हति॥**

(મનુસ્મૃતિ - ૯/૩)

'સ્ત્રીનું કુમારાવસ્થામાં પિતા રક્ષણ કરે છે, યુવાવસ્થામાં પતિ રક્ષણ કરે છે અને વૃદ્ધાવસ્થામાં પુત્ર રક્ષણ કરે છે. તેથી સ્ત્રી સ્વતંત્રતાને પાત્ર નથી.'

શ્રીયાજ્ઞવલ્ક્યજી કહે છે –

**रक्षेत् कन्यां पिता विन्नां पतिः पुत्रास्तु वार्धके।**
**अभावे ज्ञातयस्तेषां न स्वातन्त्र्यं क्वचित् स्त्रियः॥**

(યાજ્ઞવલ્ક્યસ્મૃતિ - ૧/૮૫)

'લગ્ન પહેલાં કન્યાનું રક્ષણ પિતા કરે, લગ્ન પછી તેનું રક્ષણ પતિ કરે અને વૃદ્ધાવસ્થામાં તેનું રક્ષણ પુત્રો કરે અથવા પુત્રોના અભાવમાં તેનું રક્ષણ કુટુંબીઓ કરે; (કારણ કે) સ્ત્રીઓ માટે ક્યાંય પણ સ્વતંત્રતાનું વિધાન નથી.'

## લગ્ન

તેથી, માતાપિતાનું એ કર્તવ્ય છે કે, પોતાની કુળમર્યાદાને યોગ્ય, સુંદર, શ્રેષ્ઠ, સારા સ્વભાવના, ગુણવાન, સદાચારી, પરિશ્રમશીલ, સવર્ણ અને સ્વદેશી વરની પ્રયત્નપૂર્વક શોધ કરીને તેની સાથે પોતાની પુત્રીનાં લગ્ન કરે. આ વિષયમાં આપણે મનુજીનાં વચનોને લક્ષમાં લેવાં જોઈએ. તેઓ કહે છે –

**उत्कृष्टायाभिरूपाय वराय सदृशाय च।**
**अप्राप्तामपि तां तस्मै कन्यां दद्याद् यथाविधि॥**
**काममामरणात् तिष्ठेद् गृहे कन्यर्तुमत्यपि।**
**न चैवैनां प्रयच्छेत्तु गुणहीनाय कर्हिचित्॥**

(મનુસ્મૃતિ - ૯/૮૮-૮૯)

'શ્રેષ્ઠ, દેખાવડો અને કન્યાને યોગ્ય તેના જેવો વર મળી જાય તો, કન્યાની વિવાહયોગ્ય અવસ્થા ન હોય તોપણ તેને કન્યા વિધિપૂર્વક આપવી જોઈએ; અને (એનાથી ઊલટું) કન્યા ઋતુમતી થવા છતાં પણ, ભલે તે આજીવન ઘરમાં રહે, પરંતુ તેને કોઈ ગુણહીન (અપાત્ર) વરને કદી પણ આપવી જોઈએ નહિ.'

કન્યા માટે એ યોગ્ય છે કે –

**त्रीणि वर्षाण्युदीक्षेत कुमार्यृतुमती सती।**
**ऊर्ध्वं तु कालादेतस्माद् विन्देत सदृशं पतिम्॥**
**अदीयमाना भर्त्तारमधिगच्छेद् यदि स्वयम्।**
**नैनः किञ्चिदवाप्नोति न च यं साऽधिगच्छति॥**

(મનુસ્મૃતિ - ૯/૯૦-૯૧)

'ઋતુમતી થવા છતાં પણ ત્રણ વર્ષ સુધી (પિતા દ્વારા દાનની) વાટ જુએ; એટલા સમય પછી તે સ્વયં પોતાને સદૃશ વરનું વરણ કરી લે. પિતા વગેરે દ્વારા ત્રણ વર્ષ સુધી કન્યાદાન નહિ કરાતાં યથાસમય કન્યા જો કોઈ યોગ્ય પુરુષનું પતિ તરીકે વરણ કરી લે છે તો તેને લેશ પણ પાપ લાગતું નથી અને જેને તે વરે છે તે પુરુષને પણ પાપ લાગતું નથી.'

કન્યાના પિતાએ, ભાઈએ કે વાલીએ વરપક્ષવાળાઓ પાસેથી ધન-સંપત્તિ લેવી જોઈએ નહિ તથા વાગ્દાન અર્થાત્ વેવિશાળ કર્યા પછી ફરી જવું જોઈએ નહિ. શ્રીમનુ મહારાજ કહે છે –

**आददीत न शूद्रोऽपि शुल्कं दुहितरं ददत्।**
**शुल्कं हि गृह्णन् कुरुते छन्नं दुहितृविक्रयम्॥**

(મનુસ્મૃતિ - ૯/૯૮)

'કન્યાના લગ્નમાં શૂદ્રે પણ શુલ્ક લેવું જોઈએ નહિ; કારણ કે જે શુલ્ક લે છે તે છાની રીતે કન્યાને વેચે છે.'

**नानुशुश्रुम जात्वेतत् पूर्वेष्वपि हि जन्मसु।**
**शुल्कसंज्ञेन मूल्येन छन्नं दुहितृविक्रयम्॥**

(મનુસ્મૃતિ - ૯/૧૦૦)

'એ વાત અમે કદી પહેલાંની સૃષ્ટિઓ અર્થાત્ કલ્પોમાં પણ નથી સાંભળી કે શુલ્ક રૂપી મૂલ્ય લઈને કોઈએ કન્યાનો છાની રીતે વિક્રય કર્યો હોય.'

**एतत्तु न परे चक्रुर्नापरे जातु साधवः।**
**यदन्यस्य प्रतिज्ञाय पुनरन्यस्य दीयते॥**

(મનુસ્મૃતિ - ૯/૯૯)

'પૂર્વે કોઈ પ્રાચીન સજ્જનોએ પણ કોઈ એકને પોતાની કન્યાનું વાગ્દાન કર્યા પછી તે કન્યા કોઈ બીજાને કદી પણ વરાવી નથી અને વર્તમાનમાં પણ લોકો (લગભગ) એમ નથી કરતા.'

## અનુચિત ઠઠ્ઠામશ્કરી અને અશ્લીલ ગાણાંનો ત્યાગ જરૂરી છે

કેટલેક સ્થળે સ્ત્રીઓ પોતાના દિયરની સાથે ઠઠ્ઠા-મશ્કરી કરતી રહેતી હોય છે અને તેમનાં નામ લઈ-લઈને બીભત્સ ગીતો ગાતી હોય છે. આમ કરવું શાસ્ત્રવિરુદ્ધ છે. અશ્લીલ ગાણાં તો સ્ત્રીઓએ કદી પણ કોઈ પણ પ્રસંગે ગાવાં જોઈએ નહિ અને દિયરનું નામ લઈને બીભત્સ ગીતો ગાવાં એ તો મહાપાપ છે; કારણ કે દિયર પુત્રતુલ્ય છે અને દિયર માટે ભાભી માતા સમાન વંદનીય છે. શ્રીમનુ મહારાજે કહ્યું છે –

**भ्रातुर्ज्येष्ठस्य भार्या या गुरुपत्न्यनुजस्य सा।**
**यवीयसस्तु या भार्या स्नुषा ज्येष्ठस्य सा स्मृता॥**

(મનુસ્મૃતિ - ૯/૫૭)

'મોટા ભાઈની જે પત્ની છે તે નાના ભાઈ માટે ગુરુપત્ની સમાન છે અને નાના ભાઈની જે પત્ની છે તે મોટા ભાઈ માટે પુત્રવધૂ સમાન માનવામાં આવી છે.'

તેથી સ્ત્રીઓએ નિશ્ચિતપણે માની લેવું જોઈએ કે પિતા, ભાઈ, પુત્ર, સસરા, જેઠ વગેરેની તથા સભ્ય સમાજની આગળ અથવા એકાંતમાં પણ ક્યારેય પણ ગંદાં અને અશ્લીલ ગીતો ગાવાથી આ લોકમાં નિંદા અને પરલોકમાં નરક પ્રાપ્ત થાય છે. ગંદા અને અશ્લીલ ગીતો ગાવાથી પોતાની જીભ દૂષિત થાય છે, મનમાં ખરાબ વાસનાઓ પ્રબળ બને છે, સાંભળનારાંઓ ઉપર ખરાબ અસર થાય છે અને વાતાવરણમાં કલુષિતતા ફેલાય છે. કોઈ પણ સજ્જન એવો નહિ હોય કે જે આવાં ગીતો સાંભળીને પ્રસન્ન થતો હોય કે ગાનારાંને સારાં ગણતો હોય. તેથી ગંદાં અને અશ્લીલ ગીતો ન તો પોતે કદી ગાવાં જોઈએ અને ન તો ત્યાં જવું જોઈએ કે જ્યાં ગંદાં ગીતો ગવાતાં હોય. જો કોઈ કારણસર એવી જગ્યાએ જવાનું બને તો ત્યાં ગંદાં ગાણાં ગાનારી સ્ત્રીઓને વિનયપૂર્વક સમજાવીને ગાતાં રોકવી જોઈએ; રોકવા છતાં પણ તેઓ ન માને તો તક જોઈને ત્યાંથી શાંતિપૂર્વક ચાલ્યા જવું જોઈએ. ગંદાં અને અશ્લીલ ગીતો ન તો પોતે કદી ગાવાં જોઈએ, ન સાંભળવાં જોઈએ અને ન તો દીકરીઓને શીખવવાં જોઈએ; કારણ કે જો બાળપણમાં દીકરીઓને ગંદાં અને અશ્લીલ ગીતો ગાવાની આદત પડી જશે તો તેમનામાં આજીવન ખરાબી આવી જઈ શકે છે. ગંદાં અને અશ્લીલ ગીતો ગાવાં એ એક અનિષ્ટકારી દુર્વ્યસન છે અને આવું દુર્વ્યસનીપણું સ્ત્રી-પુરુષોએ ચલાવ્યે રાખ્યું છે. સ્ત્રીઓ માટે આ ઘણું જ લજ્જાસ્પદ અને હાનિકારક છે, એમાં લાભ તો કોઈ જ નથી. એ શાસ્ત્રવિરુદ્ધ છે અને દેશ તથા સમાજ માટે ઘણું જ અનિષ્ટ કરનારું છે. આ તો લાંબા સમયથી ચાલી આવતી પુરાણી પ્રથા કે રિવાજ છે એમ જણાવીને કોઈ એનું સમર્થન કરવા માગે તો તે પણ યોગ્ય નથી; કારણ કે પુરાણી પ્રથા હોવા છતાં પણ જો કોઈ રિવાજ શાસ્ત્રવિરુદ્ધ અને અનિષ્ટકારી

હોય તો તેનો ત્યાગ કરવો એ કર્તવ્ય છે અને એ જ હિતકારક છે. શાસ્ત્રવિરુદ્ધ ખરાબ પ્રથાનો ત્યાગ કરવા અને શાસ્ત્રસંગત હિતકારક પ્રથાનો સ્વીકાર કરવા હંમેશાં તૈયાર રહેવું જોઈએ.

## બિનજરૂરી ખોરાકનો ત્યાગ જરૂરી છે

કેટલીક સ્ત્રીઓ અજ્ઞાનના કારણે એવું માને છે કે વધુ ખોરાક લેવાથી મનુષ્ય હૃષ્ટપુષ્ટ, બલિષ્ઠ અને વીર્યવાન થાય છે. આવા ખ્યાલથી તેઓ ઘરના પુરુષોને આગ્રહ કરીને વધુ ભોજન કરાવતી રહેતી હોય છે. પરંતુ આ તેમનો ભૂલભરેલો ખ્યાલ છે. તેથી સ્ત્રીઓને વિનંતી છે કે તેઓ પોતે પણ સ્વાદ તથા લાભની ભાવનાથી વધુ ભોજન ન કરે અને પુરુષોને પણ આગ્રહપૂર્વક વધુ ભોજન ન કરાવે. સહેલાઈથી પચી જાય તેટલું જ ખાવું અને ખવડાવવું જોઈએ, બલકે જેટલી ભૂખ હોય તેનાથી થોડોક ઓછો આહાર લેવો એ લાભદાયક છે. એનાથી અન્નનું સારી રીતે પાચન થાય છે અને બળ, બુદ્ધિ, તેજ, તુષ્ટિ-પુષ્ટિ વગેરેની વૃદ્ધિ થાય છે. સ્ત્રીઓનું એ કર્તવ્ય છે કે તેઓ પતિની ઇચ્છા અનુસાર ભોજન કરાવે તથા તેમની ઇચ્છા અનુસાર જ પીરસે. આગ્રહપૂર્વક વધુ પીરસવાથી કાં તો એઠું મૂકશે અથવા તો વધુ ખાઈ લેશે તો તેનું વિષ-તુલ્ય ખરાબ પરિણામ આવશે અને જાતજાતના રોગ ઉત્પન્ન થશે. મનુસ્મૃતિમાં જણાવ્યું છે –

**अनारोग्यमनायुष्यमस्वर्ग्यं चातिभोजनम्।**
**अपुण्यं लोकविद्विष्टं तस्मात् तत् परिवर्जयेत्॥**

(મનુસ્મૃતિ - ૨/૫૭)

'વધુ ભોજન કરવું એ આરોગ્ય, આયુષ્ય, સ્વર્ગ અને પુણ્યનો નાશ કરનારું છે તથા લોકનિંદિત છે, તેથી અતિભોજનનો પરિત્યાગ કરવો જોઈએ.'

## લજ્જાશીલતા અને પરપુરુષ-ત્યાગ

સ્ત્રીઓએ શાસ્ત્રમર્યાદા અને લોકમર્યાદાના રક્ષણ ઉપર વિશેષ ધ્યાન આપવું જોઈએ. કોઈ પણ એવું કાર્ય ન કરવું જોઈએ કે જેથી શાસ્ત્રની

અવગણના થાય અને લોકોમાં નિંદા થાય. સાસરું અને પિયર - બંને કુળોની શાન જાળવવી જોઈએ. વસ્ત્રો એવી ઢબથી પહેરવાં જોઈએ કે જેથી નાભિ અને સ્તન વિશેષરૂપે ઢંકાયેલાં રહે. એવાં બારીક વસ્ત્ર કદી પણ નહિ પહેરવાં જોઈએ કે જેથી વસ્ત્રોમાંથી પોતાનાં અંગો બીજાઓને દેખાય અને લજ્જા-હાનિ થાય; કારણ કે સ્ત્રીઓ માટે કોઈ પણ પ્રકારે પોતાનાં અંગો બીજા પુરુષોને દેખાડવાનું શાસ્ત્રનિષિદ્ધ અને હાનિકારક છે. સ્ત્રીઓએ પોતાની લાજ સાચવવા માટે બે વસ્ત્રો તો હંમેશાં પહેરેલાં રાખવાં જોઈએ - એક સાડી અને બીજું કમરથી ઉપરના ગળા સુધીના ભાગને ઢંકાયેલો રાખે તેવો સીવેલો કબજો અથવા એવું કોઈ અન્ય વસ્ત્ર. આ વસ્ત્ર ઘણા પ્રકારનાં હોય છે, પણ તેમાંથી સાદામાં સાદું, ફેશન વગરનું હોય તે પ્રકારનું વસ્ત્ર અપનાવવું જોઈએ. સાડીની અંદર (કમરથી નીચેના ભાગ પર) ચણિયો પહેરવામાં આવે તો એ અધિક ઉત્તમ છે. જે પ્રદેશોમાં માત્ર ચણિયો પહેરવાની પ્રથા છે ત્યાં ત્રીજું વસ્ત્ર, એક ઓઢણું હંમેશાં પહેરેલું હોવું આવશ્યક છે. ઘરની બહાર હોય ત્યારે સાડી પહેરેલી સ્ત્રીએ પણ ઓઢણાનો ઉપયોગ કરવો જોઈએ. સ્ત્રીઓએ પોતાની લાજ સચવાય તે માટે ખાસ ધ્યાન આપવું જોઈએ; કારણ કે લજ્જા સ્ત્રીઓનું ભૂષણ છે. બૃહદ્ધર્મપુરાણ કહે છે –

**गृहेषु तनया भूषा भूषा संसत्सु पण्डिताः।**
**सुबुद्धिः पुंसु भूषा स्यात् स्त्रीषु भूषा सलज्जता॥**

(બૃહદ્ધર્મપુરાણ : પૂર્વખંડ - ૪/૩૦)

'ગૃહસ્થના ઘરનું ભૂષણ બાળકો છે, સભાઓનું ભૂષણ પંડિતો છે, મનુષ્યોનું ભૂષણ સદ્‌બુદ્ધિ છે અને સ્ત્રીઓનું ભૂષણ લજ્જા છે.'

**अपण्डितो मृतो विप्रो मृतो यज्ञो ह्यदक्षिणः।**
**मृता सभा सुधीहीना मृता नारी गतत्रपा॥**

(બૃહદ્ધર્મપુરાણ : પૂર્વખંડ - ૪/૩૧)

'વિદ્વત્તાહીન બ્રાહ્મણ મરણ પામ્યા સમાન છે, દક્ષિણાવિહીન યજ્ઞ નિષ્ફળ છે, બુદ્ધિમાનોથી રહિત સભા નિષ્ફળ છે અને લજ્જાહીન સ્ત્રી મરણ પામ્યા સમાન છે.'

**अस्वतन्त्रा भवेन्नारी सलज्जा स्मितभाषिणी।**
**अनालस्या सदा स्निग्धा मितवाग्लोभवर्जिता॥**

(બૃહદ્ધર્મપુરાણ : ઉત્તરખંડ - ૮/૨)

'સ્ત્રી સ્વતંત્રતા વિનાની, લજ્જાશીલ, સસ્મિત વાણી બોલનારી, આળસરહિત, હંમેશાં પ્રેમાળ, મિતભાષી અને લોભરહિત હોવી જોઈએ.'

ચાણક્યનીતિમાં કહેવાયું છે –

**असंतुष्टा द्विजा नष्टाः संतुष्टाश्च महीभृतः।**
**सलज्जा गणिका नष्टा निर्लज्जाश्च कुलाङ्गनाः॥**

(ચાણક્યનીતિ - ૮/૧૭)

બ્રાહ્મણો સંતોષ ન કરવાથી નષ્ટ થઈ જાય છે, રાજાઓ અસંતોષ રાખવાથી નષ્ટ થઈ જાય છે, ગણિકાઓ લજ્જા રાખવાને કારણે નષ્ટ થઈ જાય છે અને કુલીન સ્ત્રીઓ લજ્જા ન રાખવાને લીધે નષ્ટ થઈ જાય છે. (અર્થાત્ અસંતોષથી બ્રાહ્મણનું બ્રાહ્મણત્વ નાશ પામે છે, રાજા વધુ કર લે નહિ તો તેનું શાસન ચાલી શકતું નથી, ગણિકા લજ્જા જાળવે તો તેનો વ્યવસાય પડી ભાંગે છે અને કુલીન સ્ત્રી લાજ-શરમ છોડે તો તેનું અધઃપતન થાય છે.)

તેથી જ, સ્ત્રીઓએ હંમેશાં લજ્જાશીલ રહેવું જોઈએ તથા તેમણે પોતાની લાજનું ધ્યાન રાખીને પરપુરુષોના સંસર્ગથી હંમેશાં બચવું જોઈએ. કોઈ પણ પરપુરુષ સામે નાચવું, ગાવું, અશ્લીલ હાવભાવ, કટાક્ષભરી દૃષ્ટિ, તેમની સાથે ઠઠ્ઠા-મશ્કરી વગેરે તો નહિ જ કરવું જોઈએ, બલકે તેમની સાથે બિનજરૂરી હળવું-મળવું પણ નહિ જોઈએ અને પુરુષોની વાતચીતમાં ભાગ પણ લેવો જોઈએ નહિ; કારણ કે સ્ત્રીઓ માટે પરપુરુષો સાથે કોઈ પણ પ્રકારના સંપર્કમાં આવવાનો શાસ્ત્રોએ નિષેધ કર્યો છે.

તેથી સ્ત્રીઓએ આઠ પ્રકારનાં મૈથુનનો ત્યાગ કરી દેવો જોઈએ. આઠ પ્રકારનાં મૈથુન આ છે –

**स्मरणं कीर्तनं केलिः प्रेक्षणं गुह्यभाषणम्।**
**संकल्पोऽध्यवसायश्च क्रियानिष्पत्तिरेव च॥**
**एतन्मैथुनमष्टाङ्गं प्रवदन्ति मनीषिणः।**
**विपरीतं ब्रह्मचर्यमेतदेवाष्टलक्षणम्॥**

'પરપુરુષનું (તેના રૂપલાવણ્ય વગેરેનું તથા અશ્લીલ વાતોનું) સ્મરણ કરવું, તેના વિષે કહેવું, તેની સામે ઝાંખવું, તેની સાથે ઠઠ્ઠામશ્કરી અને ક્રીડા કરવી, તેની સાથે ગુપ્ત વાતો કરવી, તેને એકાંતમાં મળવાનો સંકલ્પ કરવો, તેને મેળવવા પ્રયત્ન કરવો અને તેનો સહવાસ કરવો – મનીષીઓ આ આઠ પ્રકારનાં મૈથુન જણાવે છે. આ આઠ મૈથુનથી જે રહિત છે તે જ આઠ લક્ષણોવાળું બ્રહ્મચર્ય છે.'

તેથી સ્ત્રીઓને વિનંતી છે કે તેઓ પિતા, ભાઈ અને પુત્રની પણ સાથે કદી પણ એકાંતવાસ ન કરે; કારણ કે ઇન્દ્રિયસમૂહ બળવાન છે અને તે વિદ્વાન મનુષ્યના મનને પણ હરી લે છે, તો પછી અબળા સ્ત્રીઓની તો શી વિસાત? શ્રીમનુ મહારાજે કહ્યું છે –

**मात्रा स्वस्त्रा दुहित्रा वा न विविक्तासनो भवेत्।**
**बलवानिन्द्रियग्रामो विद्वांसमपि कर्षति॥**

(મનુસ્મૃતિ - ૨/૨૧૫)

'પુરુષે કદી પણ પોતાની માતા, બહેન અથવા પુત્રીની પણ સાથે એકાંતમાં બેસવું જોઈએ નહિ; કારણ કે ઇન્દ્રિયસમૂહ બળવાન છે અને તે વિદ્વાન પુરુષને પણ વિષય-ભોગો તરફ ખેંચે છે.'

જે ન્યાયે પુરુષ માટે માતા, બહેન અને પુત્રી સાથે એકાંતમાં બેસવાનો નિષેધ છે તે જ ન્યાયે સ્ત્રી માટે પોતાના પિતા, ભાઈ અને પુત્ર સાથે એકાંતમાં બેસવાનો નિષેધ સમજવો જોઈએ. તેથી સ્ત્રીઓએ

કોઈ પણ પરપુરુષ પાસે એકાંતમાં બેસવું જોઈએ નહિ. જે સ્ત્રીઓ પરપુરુષોને મોહિત કરીને કુકર્મ કરે છે તે સ્ત્રી ભયાનક નરકોમાં જાય છે. શ્રીમનુ મહારાજે કહ્યું છે –

**व्यभिचारात्तु भर्तुः स्त्री लोके प्राप्नोति निन्द्यताम्।**
**शृगालयोनिं चाप्नोति पापरोगैश्च पीड्यते॥**

(મનુસ્મૃતિ - ૯/૩૦)

'વ્યભિચાર કરવાથી સ્ત્રીની આ લોકમાં નિંદા થાય છે અને મરણ પછી તે શિયાળ-યોનિમાં ઉત્પન્ન થાય છે તથા પાપજનિત ભયંકર રોગોથી પીડાય છે.'

જે સ્ત્રીઓ બીજી સ્ત્રીઓને કુકર્મોમાં લગાડે છે તે સ્ત્રીઓ તો આનાથી અધિકતમ પાપની ભાગીદાર થાય છે. આથી ઊલટું, જે સ્ત્રીઓ બીજી સ્ત્રીઓને કુકર્મો કરતી અટકાવીને સન્માર્ગે વાળે છે તે સ્ત્રીઓ પુણ્યની ભાગીદાર થાય છે. તેથી સ્ત્રીઓએ ન તો પોતે કુકર્મો કરવાં જોઈએ કે ન તો કોઈને કુકર્મ કરવાની સંમતિ આપવી જોઈએ, બલકે કોઈ સ્ત્રી કુકર્મ કરતી હોય તો તેને સમજાવી-મનાવીને કુકર્મ કરવામાંથી બચાવવી જોઈએ.

## સદાચરણ

સ્ત્રીઓએ પુરુષોની આજ્ઞા કે સંમતિ લીધા વિના ઘરની બહાર નહિ જવું જોઈએ. ક્યાંક જવું હોય તો ઘરનાં પુરુષો સાથે અથવા તેમની આજ્ઞા કે સંમતિ લઈને જ જવું જોઈએ. સ્ત્રીઓએ ચાલતી વેળા બધુ ઝડપથી ચાલવું જોઈએ નહિ. ઘરના બારણામાં બેસવું જોઈએ નહિ અને ત્યાં ઊભા પણ રહેવું જોઈએ નહિ તથા બારીઓમાંથી પણ પરપુરુષોને જોવા જોઈએ નહિ. દુષ્ટ પુરુષો સાથે કદી પણ વાતચીત કરવી જોઈએ નહિ. કોઈને ગાળ આપવી જોઈએ નહિ, અમૃતતુલ્ય હિતસભર પ્રિય વાણી બોલવી જોઈએ; કારણ કે સાંભળનારને ગાળ ઝેર જેવી લાગે છે અને મધુર વાણી અમૃતતુલ્ય લાગે છે. ગાળ આપવાથી ગાળ

આપનારને કોઈ લાભ થતો નથી, બલકે તેના તપનો અને વાણીની પવિત્રતાનો ક્ષય થાય છે. આમ, કોઈને ગાળ આપવી એ પોતે જ પોતાને નુકસાન કરવું છે. ગાળ આપવાથી ઝઘડો થાય છે, મારામારી થવા પામે છે અને આગળ જતાં વાત કૉર્ટ-કચેરીમાં દાવાદાવીમાં પરિણમે છે, જેમાં ધન, ધર્મ, તબિયત, ઇજ્જત વગેરેને તમામ રીતે નુકસાન થાય છે અને વાતનું ભાન થાય છે ત્યારે પશ્ચાત્તાપ પણ ભોગવવો પડે છે. પરલોકમાં નરક ભોગવવાં પડે અને અધમ યોનિઓ મળે એ તો અલગ. તેથી સ્ત્રીઓએ કોઈ બીજી વ્યક્તિ તેમને ગાળ આપે તોપણ બદલામાં તેને ગાળ આપવી જોઈએ નહિ, બલકે તે વ્યક્તિને માફ કરવી જોઈએ અને પોતે શાંત રહેવું જોઈએ. જે અપરાધ કરનારાંઓને ક્ષમા આપીને પોતે શાંત રહે છે તેની શાસ્ત્રકારોએ ઘણી પ્રશંસા કરી છે. મહાભારતમાં કહ્યું છે –

**शान्तिखड्गः करे यस्य किं करिष्यति दुर्जनः।**
**अतृणे पतितो वह्निः स्वयमेवोपशाम्यति॥**

(મહાભારત : ઉદ્યોગપર્વ - ૩૩/૫૫)

'જેના હાથમાં શાંતિરૂપી તલવાર છે તેને દુશ્મન શું કરી શકવાનો છે? જેવી રીતે ઘાસ વિનાની જગ્યા ઉપર પડેલી આગ, બાળવા માટે તેને કશું જ નહિ મળવાના કારણે સ્વયં ઓલવાઈ જાય છે તેવી જ રીતે શાંતિ રાખનારાને દુશ્મન કશું જ કરી શકતો નથી, બલકે તે પોતે જ શાંત થઈ જાય છે.'

## કન્યાઓની ઉત્તમ કેળવણી

સ્ત્રીઓનું કર્તવ્ય છે કે તેઓ દીકરીઓને બાળપણમાં જ ઉત્તમ કેળવણી આપે; પોતાનાં સાસુ-સસરા, પતિ અને વડીલોને વિનયપૂર્વક નમસ્કાર કરવાનું તથા તેમની સેવા કરવાનું અને તેમની આજ્ઞાનું પાલન કરવાનું શીખવે, કે જેથી તે દીકરીઓ સાસરે જાય ત્યારે પોતાનાં સાસુ-સસરા, પતિ અને વડીલોને વિનયપૂર્વક નમસ્કાર કરવા તથા તેમની

સેવા અને આજ્ઞાપાલન કરવા હંમેશાં તત્પર રહે. આ સાથે જ નણંદ, દેરાણી, જેઠાણી વગેરે ઘરની અન્ય સ્ત્રીઓ સાથે પણ યથાયોગ્ય પ્રેમભર્યું વર્તન કરવાનું પણ શીખવવું જોઈએ કે જેથી તેઓ કોઈની પણ સાથે વેર-વિરોધ ન કરતાં સૌની સાથે હંમેશાં વિનયપૂર્વક પ્રેમભર્યું વર્તન કરે અને કોઈને કદી કડવાં વેણ કહે નહિ, બલકે હંમેશાં બધાં માટે અમૃતતુલ્ય, ખપ પૂરતી અને હિતસભર વાણીનો જ ઉપયોગ કરે. કોઈ કવિએ કહ્યું છે –

**કડવા વેણ ઘણાં બૂરાં, દેહના ચામ ઉતારે;**
**મીઠાં વેણ જળની સમાં, વરસે અમૃત ધારે.**

આ જ રીતે સ્ત્રીઓ માટે એ પણ જરૂરી છે કે તેઓ પોતાની દીકરીઓને બાળપણમાં જ રસોઈ બનાવવાનું, ભોજન પીરસવાનું, સીવવા-સાંધવાનું, ચરખો કાંતવાનું, ઘરની ચીજોની સારસંભાળ રાખવાનું, વાળી-ઝાપટીને ઘરને સાફસૂથરું રાખવાનું વગેરે ઘરનાં કામકાજ તેમ જ કલા-કારીગરીનાં કામ પણ શીખવે. આ પ્રકારની ઉત્તમ કેળવણી પામીને જે છોકરી ઘરનાં બધાં કામ આળસ વગર કુનેહપૂર્વક કરવા લાગશે તેનાં સાસરિયાં તેનો વિશેષ આદર કરશે અને તેનાં માતાપિતાને ધન્યવાદ આપશે.

## આળસ-પ્રમાદનો ત્યાગ જરૂરી છે

સ્ત્રીઓએ પોતે પણ આળસરહિત થઈને પોતાનાં સાસુ-સસરા, પતિ અને મોટેરાંઓને વિનયપૂર્વક નમસ્કાર કરવા જોઈએ, તેમની સેવા અને આજ્ઞાપાલન તેમ જ ઘરનાં બધાં કામ પ્રેમપૂર્વક ઉત્સાહ સાથે કરવાં જોઈએ. આમ કરવાથી તેમને આ લોકમાં તો ઉત્તમ કીર્તિ, ઘરની સુવ્યવસ્થા અને જીવનમાં સુખશાંતિ પ્રાપ્ત થાય જ છે, પણ મૃત્યુ પછી પણ ઉત્તમ ગતિ મળે છે. આજકાલ ધનિક પરિવારોની અથવા ભણેલીગણેલી જે સ્ત્રીઓ કામકાજ કરવાનું છોડી દઈને પથ્થરની મૂર્તિની જેમ બેસી રહે છે અથવા પતંગિયાની જેમ મોજ-શોખમાં અહીંતહીં ઊડતી

ફરે છે તેવી શોખીન સ્ત્રીઓ એક રીતે નકામી થઈ જાય છે, તેમનાથી કામકાજ થઈ શકતું નથી અને બીજી તરફ તેમનામાં અનેક પ્રકારના દોષો આવી વસે છે; અને તેથી અકર્મણ્ય તથા વિલાસી બનવાના કારણે તેમને અનેક પ્રકારના રોગો ઘેરી લે છે. તેથી એવું જ સમજવું જોઈએ કે જે સ્ત્રીઓ શોખીન અને હળવા મિજાજની અર્થાત્ ગંભીરતારહિત છે તેઓ બીમાર જ છે. આ રીતે નિરુદ્યમી બનીને બેસી રહેનારી તથા મોજશોખ કરનારી સ્ત્રીઓની આ લોકમાં તો નિંદા થાય જ છે, બલકે મરણ પછી (પરલોકમાં) પણ દુર્ગતિ થાય છે. તેથી બધી સ્ત્રીઓને વિનંતી છે કે તેઓ હંમેશાં પોતાનાં કર્તવ્ય કર્મો મન દઈને કરે. આ રીતે પોતાની સાસુ અને માતાને ઘરના કામકાજમાં તત્પર અને વડીલોની સેવા કરતી જ્યારે ઘરની વહુઓ અને દીકરીઓ જોશે ત્યારે તેમનો પણ ઘરનું કામકાજ કરવામાં અને વડીલોની સેવા કરવામાં પ્રેમ વધશે; કારણ કે મોટેરાંઓને કામ કરતાં જોવામાં આવે છે ત્યારે વગર શીખવાડ્યે તેની અસર ઘરનાં બાળકો-બાલિકાઓ પર પડતી જ હોય છે. આમ, સમજુ સ્ત્રીઓનું કર્તવ્ય બની રહે છે કે તેઓ પોતે આળસ છોડીને શાસ્ત્રની આજ્ઞા અનુસાર ઉત્તમમાં ઉત્તમ કાર્યો કરે, કે જેથી તેમનાં દીકરા-દીકરીઓ પર વગર શીખવ્યે જ, સ્વાભાવિક જ સારી અસર પડે. આ રીતે પોતે સારાં આચરણ કરતાં રહીને જો બાળકોને તેનો બોધ-ઉપદેશ આપવામાં આવે તો તેની ઘણી જ સારી અસર થાય છે.

## વિદ્યાની જરૂરિયાત

સ્ત્રીઓએ પોતાનાં દીકરા-દીકરીઓને તેમના બાળપણમાં જ વિદ્યાભ્યાસ કરવાની પણ શિખામણ આપવી જોઈએ. માતા-પિતાનું પોતાનું એ કર્તવ્ય છે કે તેઓ પોતાનાં સંતાનોને પૂરા પ્રયત્નથી ભણાવે; કારણ કે બાલ્યાવસ્થામાં જ વિદ્યાભ્યાસ કરી શકાય છે, મોટી ઉંમર થતાં વિદ્યાભ્યાસ કરવાનું મુશ્કેલ બને છે. બાળક વિદ્યાભ્યાસ કરીને નિપુણ થઈ જાય

છે તો તેનો બધી જગ્યાએ આદરસત્કાર થાય છે, તેનો જીવનનિર્વાહ સારી રીતે ચાલે છે અને તેનું જીવન સુખી બને છે. વિદ્યાભ્યાસ નહિ કરવાથી બાળક મૂર્ખ રહી જાય છે, જીવનનિર્વાહ બોજરૂપ બને છે, ઠેરઠેર તેનું અપમાન થાય છે અને તેના મોટા થયા પછી તો પ્રયત્ન કરવા છતાં પણ વિદ્યાપ્રાપ્તિ થતી નથી. પોતાના સંતાનને મૂર્ખ અથવા હોંશિયાર બનાવવાનું માતા-પિતાના જ હાથમાં છે. તેઓ જો કોશિશ કરીને તેને ભણાવે તો તે નિપુણ અને વિદ્વાન બની શકે છે; કારણ કે બાળપણમાં માતા-પિતા અને શિક્ષક દ્વારા મેળવેલું શિક્ષણ લગભગ હંમેશ માટે યાદ રહી જાય છે. જે માબાપ પોતાનાં સંતાનોને શિક્ષણ આપતાં નથી, વિદ્યાભ્યાસ કરાવતાં નથી તે શત્રુતુલ્ય છે. ચાણક્યનીતિમાં જણાવ્યું છે –

**माता शत्रुः पिता वैरी येन बालो न पाठितः।**
**न शोभते सभामध्ये हंसमध्ये बको यथा॥**

(ચાણક્યનીતિ - ૨/૧૧)

'તે માતા શત્રુ અને પિતા વેરી છે કે જેમણે પોતાના બાળકને ભણાવ્યો નથી; કારણ કે તે નહિ ભણેલો બાળક વિદ્વાનોની સભામાં એ રીતે જ શોભતો નથી, જેવી રીતે બગલો હંસોની વચ્ચે શોભતો નથી.'

વિદ્યામાં અનેક ગુણો છે. બધાં જ ધનોમાં વિદ્યા એક સર્વોત્તમ ધન છે. વિદ્યાધનને કોઈ પડાવી શકતું નથી, ખરીદી શકતું નથી અને તેનો નાશ પણ થઈ શકતો નથી. કહેવાયું પણ છે –

**सर्वद्रव्येषु विद्यैव द्रव्यमाहुरनुत्तमम्।**
**अहार्यत्वादनर्घ्यत्वादक्षयत्वाच्च सर्वदा॥**

'તમામ દ્રવ્યોમાં વિદ્યાને જ સર્વોત્તમ દ્રવ્ય કહેવામાં આવે છે; કારણ કે હંમેશાં તે હરી ન શકાય તેવું (અહાર્ય), ખરીદી ન શકાય તેવું (અનર્ઘ્ય) અને નાશ ન થઈ શકે તેવું (અક્ષય) છે.'

**न चौरहार्यं न च राजहार्यं**
**न भ्रातृभाज्यं न च भारकारि।**
**व्यये कृते वर्धत एव नित्यं**
**विद्याधनं सर्वधनप्रधानम्॥**

'ચોર વડે ચોરી ન શકાય તેવું, રાજા વડે પડાવી ન લઈ શકાય તેવું, ભાઈઓ વડે ભાગ પડાવી ન શકાય તેવું, બોજરૂપ નથી તેવું, વાપરવાથી હંમેશાં વધતું જ રહે તેવું (અર્થાત્ દાન કરવું, બીજાઓને વહેંચવું વગેરે જેવા વપરાશથી જે ઓછું થતું નથી, ઊલટું વધે છે - તેવું) વિદ્યારૂપી ધન તમામ પ્રકારનાં ધનોમાં પ્રધાન છે.'

શ્રીભર્તૃહરિજી કહે છે –

**विद्या नाम नरस्य रूपमधिकं प्रच्छन्नगुप्तं धनं**
**विद्या भोगकरी यशःसुखकरी विद्या गुरूणां गुरुः।**
**विद्या बन्धुजनो विदेशगमने विद्या परा देवता**
**विद्या राजसु पूज्यते न हि धनं विद्याविहीनः पशुः॥**

(નીતિશતક - ૧૬)

'વિદ્યા જ મનુષ્યનું વિશેષ રૂપસૌંદર્ય છે અને છુપાવેલું ગુપ્ત-ધન છે; વિદ્યા જ ભોગ, યશ અને સુખ આપનારી છે; વિદ્યા ગુરુની ગુરુ છે; વિદેશ-ગમન વખતે વિદ્યા જ બંધુ સમાન સહાયક બને છે; વિદ્યા પરા દેવતા છે; રાજાઓની સભાઓમાં વિદ્યાની જ પૂજા થાય છે, ધનની નહિ. ખરેખર વિદ્યા વગરનો મનુષ્ય પશુ (સમાન) છે.'

ચાણક્યનીતિમાં પણ જણાવાયું છે –

**कामधेनुगुणा विद्या ह्यकाले फलदायिनी।**
**प्रवासे मातृसदृशी विद्या गुप्तं धनं स्मृतम्॥**

(ચાણક્યનીતિ - ૪/૫)

'વિદ્યા કામધેનુ સમા ગુણો ધરાવનારી છે, કારણ કે તે અકાળે

ફળ આપનારી છે. વિદ્યા પ્રવાસમાં - વિદેશમાં માતા સમાન (અર્થાત્ રક્ષણ આપનારી) છે. તેથી વિદ્યા મનુષ્યનું ગુપ્તધન છે એમ કહેવાય છે.'

**विद्या मित्रं प्रवासे च भार्या मित्रं गृहेषु च।**
**व्याधितस्यौषधं मित्रं धर्मो मित्रं मृतस्य च॥**

(ચાણક્યનીતિ - ૧૨/૧૭)

'પ્રવાસમાં અર્થાત્ વિદેશમાં મિત્ર વિદ્યા છે, ઘરમાં મિત્ર પત્ની છે, રોગીનો મિત્ર ઔષધ છે અને મૃત્યુ પામેલાનો મિત્ર ધર્મ છે.'

**रूपयौवनसम्पन्ना विशालकुलसम्भवाः।**
**विद्याहीना न शोभन्ते निर्गन्धा इव किंशुकाः॥**

(ચાણક્યનીતિ - ૩/૮)

'રૂપ અને યૌવનમાં સંપન્ન હોય તથા મોટા કુળમાં જન્મેલા હોય તોપણ જેઓ વિદ્યારહિત છે તેઓ ગંધ વગરના કેસૂડાનાં ફૂલોની જેમ વિદ્વાનોની વચ્ચે શોભતા નથી.'

**येषां न विद्या न तपो न दानं**
**न चापि शीलं न गुणो न धर्मः।**
**ते मृत्युलोके भुवि भारभूता**
**मनुष्यरूपेण मृगाश्चरन्ति॥**

(ચાણક્યનીતિ - ૧૦/૭)

'જેમનામાં વિદ્યા નથી, તપ નથી, દાન નથી, શીલ નથી, ગુણ નથી તેમ જ ધર્મ પણ નથી તે મનુષ્યો પૃથ્વી ઉપર ભારરૂપ છે અને તેઓ મનુષ્યના રૂપમાં વિહરતાં પશુઓ જ છે.'

માતાપિતાએ દીકરા-દીકરીઓને શિક્ષણ આપીને ગુણવાન બનાવવાં જોઈએ. એક પણ ઉચ્ચ કોટિનો પુત્ર પેદા થાય છે તો પોતાનાં માતાપિતાનો ઉદ્ધાર કરી દે છે. વિદ્વાન હોય તો એક જ પુત્ર પર્યાપ્ત છે, ગુણ વિનાના અનેક હોય તોપણ શું? ચાણક્યનીતિમાં કહ્યું છે –

**एकेनापि सुपुत्रेण विद्यायुक्तेन साधुना।**
**आह्लादितं कुलं सर्वं यथा चन्द्रेण शर्वरी॥**

(ચાણક્યનીતિ - ૩/૧૬)

'સાધુસ્વભાવનો, વિદ્યાયુક્ત એક જ સપૂત દીકરો હોય તોપણ તેનાથી આખું કુટુંબ, ચંદ્રમાથી જેમ રાત્રિ આહ્‌લાદિત બને છે તેમ આહ્‌લાદિત બની જાય છે.'

**एकोऽपि गुणवान् पुत्रो निर्गुणैश्च शतैर्वरः।**
**एकश्चन्द्रस्तमो हन्ति न च ताराः सहस्त्रशः॥**

(ચાણક્યનીતિ - ૪/૬)

'ગુણહીન સેંકડો પુત્રો હોવા કરતાં તો ગુણવાન એવો એક જ પુત્ર શ્રેષ્ઠ છે; જેમ કે હજારો તારાઓ આકાશના અંધકારને દૂર કરી શકતા નથી, જ્યારે એકલો હોવા છતાં ચંદ્રમા તે અંધકારને દૂર કરે છે.'

**मूर्खश्चिरायुर्जातोऽपि तस्माज्जातमृतो वरः।**
**मृतः स चाल्पदुःखाय यावज्जीवं जडो दहेत्॥**

(ચાણક્યનીતિ - ૪/૭)

'મૂર્ખ પુત્ર ચિરકાળ સુધી જીવે તેના કરતાં જે ઉત્પન્ન થતાં જ મૃત્યુ પામે તે પુત્ર શ્રેષ્ઠ છે; કારણ કે જન્મતાં જ મરી જનારો પુત્ર થોડાક જ દુઃખનું કારણ બને છે, જ્યારે મૂર્ખ પુત્ર તો જીવે ત્યાં સુધી હંમેશાં બાળતો રહે છે.'

**कुग्रामवासः कुलहीनसेवा**
**कुभोजनं क्रोधमुखी च भार्या।**
**पुत्रश्च मूर्खो विधवा च कन्या**
**विनाग्निना षट् प्रदहन्ति कायम्॥**

(ચાણક્યનીતિ - ૪/૮)

'ખરાબ ગામમાં નિવાસ, કુળહીનની સેવાચાકરી, ખરાબ ભોજન,

ક્રોધ કરનારી પત્ની, મૂર્ખ પુત્ર અને વિધવા પુત્રી - આ છ વગર અગ્નિએ શરીરને બાળતાં રહે છે.'

## સદ્‌ગુણોનું શિક્ષણ

તેથી પોતાનાં દીકરા-દીકરીઓને વાણી દ્વારા તથા આચરણો દ્વારા એવું શિક્ષણ આપવું જોઈએ કે જેથી તેઓ સત્યવાદી, સદાચારી, સદ્‌ગુણસંપન્ન, દુઃખીજનોની અને વડીલોની સેવા કરનારાં, ધર્મભીરુ, ઈશ્વરભક્ત, લોકોને અનુકૂળ અને શાસ્ત્રોની મર્યાદા અનુસાર વર્તન કરનારાં, સારા સ્વભાવનાં તથા પરિશ્રમશીલ રહીને માતા-પિતા વગેરે વડીલોનું, કુટુંબનું અને દેશનું કલ્યાણ કરનારાં થાય.

કેટલાંક માબાપ વધારે પડતા લાડ-પ્યારના કારણે પોતાનાં બાળકોને ભણાવતાં નથી અને તેમના પર નિરર્થક દયા કરીને તેમના ભલા માટે યોગ્ય શિક્ષા પણ આપતાં હોતાં નથી; પરંતુ આવી દયા દાખવવી અને અનુચિત લાડ લડાવવાં એ વાસ્તવમાં હાનિકારક છે. ચાણક્યનીતિ કહે છે –

**लालनाद् बहवो दोषास्ताडनाद् बहवो गुणाः।**
**तस्मात् पुत्रं च शिष्यं च ताडयेन्न तु लालयेत्॥**

(ચાણક્યનીતિ - ૨/૧૨)

'અનુચિત લાડપ્યારથી ઘણા દોષો જન્મે છે અને ઉચિત શિક્ષા આપવાથી ગુણો; તેથી પુત્ર તથા શિષ્યને ઉચિત શિક્ષા આપવી જોઈએ અને નહિ કે તેમને ખોટાં લાડ લડાવવાં જોઈએ.'

**लालयेत् पञ्चवर्षाणि दशवर्षाणि ताडयेत्।**
**प्राप्ते तु षोडशे वर्षे पुत्रे मित्रत्वमाचरेत्॥**

(ચાણક્યનીતિ - ૩/૧૮)

'પુત્ર પાંચ વર્ષનો થાય ત્યાં સુધી લાડપ્યાર કરવાં જોઈએ, એ પછી દશ વર્ષ શિક્ષા આપવી જોઈએ (અર્થાત્ તેને નિયંત્રણમાં રાખવો જોઈએ), પરંતુ તે સોળ વર્ષનો થઈ જતાં તેની સાથે મિત્રની જેમ વર્તવું જોઈએ.'

માતાપિતાની ફરજ છે કે પોતાના પુત્રને વિશેષ રૂપે કેળવીને તૈયાર

કરે. જો પુત્ર ભગવદ્ભક્ત, યોગી અને જ્ઞાની થાય છે તો માતાપિતાનો ઉદ્ધાર કરી દે છે. સુમિત્રાએ લક્ષ્મણને ભક્તિનો ઉપદેશ આપ્યો, મેનાવતીએ ગોપીચંદને વૈરાગ્યયોગનો બોધ કરાવ્યો અને મદાલસાએ પોતાના પુત્રોને જ્ઞાનનો ઉપદેશ આપીને તેમને જ્ઞાની બનાવી દીધા; તેથી આ બધી માતાઓ પોતે ઉત્તમ ગતિ પામી. કોઈ કવિએ પણ કહ્યું છે –

**જનની! જણ તો ભક્ત જણ કાં દાતા કાં શૂર;**
**નહિ તો રહેજે વાંઝણી, મત ગુમાવીશ નૂર.**

'હે જનની! તું પુત્રને જન્મ આપે તો (ધ્રુવ, પ્રહ્લાદ, અંબરીષ વગેરે જેવા) ભક્તને અથવા (શિબિ, દધીચિ વગેરે જેવા) દાતાને અથવા (શિવાજી, મહારાણા પ્રતાપ વગેરે જેવા) શૂરવીરને જન્મ આપજે; અન્યથા વાંઝણી જ રહેજે, તારું તેજ વ્યર્થ ગુમાવીશ નહિ.'

તેથી બાળકોને બાળપણથી જ ઈશ્વરભક્તિ, પૂજા, વડીલોની સેવા, આજ્ઞાપાલન, નમસ્કાર વગેરે ઉત્તમ આચરણોનું શિક્ષણ આપવું જોઈએ તથા તેઓ જૂઠ, કપટ, ચોરી, હિંસા વગેરે દુરાચરણો છોડીને ન્યાયપૂર્વક ધનનું ઉપાર્જન કરે તેવી કેળવણી આપવી જોઈએ. આ રીતે ઉત્તમ કેળવણી આપવાથી બાળકમાં સારા સંસ્કારો દૃઢ થાય છે તથા તેવી કેળવણી અનુસાર આચરણ કરવાથી આયુષ્ય, વિદ્યા, યશ અને બળની વૃદ્ધિ થાય છે અને એવાં આચરણ નિષ્કામભાવે કરવાથી કલ્યાણ થઈ જાય છે. વડીલોની સેવા અને તેમને દરરોજ પ્રણામ કરવાથી શો લાભ થાય છે તે વિશે શ્રીમનુ મહારાજ કહે છે –

**अभिवादनशीलस्य नित्यं वृद्धोपसेविनः।**
**चत्वारि तस्य वर्धन्ते आयुर्विधा यशो बलम्॥**

(મનુસ્મૃતિ - ૨/૧૨૧)

'જે વડીલોને નિત્ય નમસ્કાર કરે છે અને તેમની સેવા કરે છે તેનું આયુષ્ય, વિદ્યા, યશ અને બળ એ ચાર વૃદ્ધિ પામે છે.'

બાળકોને એવું શિક્ષણ આપવું જોઈએ કે જેથી તેઓ સત્ય, પ્રિય, મધુર, હિતકારી, પરિમિત અને અમૃતમય વાણી ઉચ્ચારે, અસત્ય, અપ્રિય, કઠોર અને અહિતકારી વાણી કદી પણ ઉચ્ચારે નહિ; કારણ કે વાણીમાં જ અમૃત છે અને વાણીમાં જ ઝેર છે. સત્ય, પ્રિય અને મધુર વાણીથી લોકો મિત્ર થઈ જાય છે અને તેથી વિરુદ્ધ અસત્ય, અપ્રિય અને કઠોર વાણીથી શત્રુ બની જાય છે. શ્રીમનુ મહારાજે કહ્યું છે –

**सत्यं ब्रूयात् प्रियं ब्रूयान्न ब्रूयात् सत्यमप्रियम्।**
**प्रियं च नानृतं ब्रूयादेष धर्मः सनातनः॥**

(મનુસ્મૃતિ - ૪/૧૩૮)

'સત્ય બોલવું જોઈએ, પ્રિય બોલવું જોઈએ, પરંતુ સત્ય પણ અપ્રિય હોય તો તે બોલવું જોઈએ નહિ તથા પ્રિય હોવા છતાં પણ અસત્ય બોલવું જોઈએ નહિ – આ સનાતન ધર્મ છે.'

તેમ જ –

**नास्ति सत्यात् परो धर्मो नानृतात् पातकं परम्।**
**स्थितिर्हि सत्यं धर्मस्य तस्मात् सत्यं न लोपयेत्॥**

(મહાભારત : શાંતિપર્વ - ૧૬૨/૨૪)

'સત્યથી શ્રેષ્ઠ કોઈ ધર્મ નથી અને અસત્યથી અધમ કોઈ પાપ નથી. સત્ય જ ધર્મનો આધાર છે. તેથી સત્યનો લોપ કરવો જોઈએ નહિ.'

ચાણક્યનીતિમાં સત્યનો મહિમા કરતાં જણાવાયું છે –

**सत्येन धार्यते पृथ्वी सत्येन तपते रविः।**
**सत्येन वाति वायुश्च सर्वं सत्ये प्रतिष्ठितम्॥**

(ચાણક્યનીતિ - ૫/૧૯)

'સત્ય થકી જ પૃથ્વી ધારણ કરાયેલી છે, સત્ય થકી જ સૂર્ય તપે છે અને સત્ય થકી જ વાયુ વહે છે. સત્ય પર જ સર્વ કાંઈ આધારિત છે.'

વળી, એમ પણ કહેવાયું છે –

**સત્ય બરાબર તપ નહીં, જૂઠ સમું નહિ પાપ;**
**જેના હૃદયે સાચ છે તેના હૃદયે આપ!**

મનુષ્ય જે સાચી વાત મીઠા શબ્દોમાં કહે છે તેનાથી સાંભળનારનું મન પ્રસન્ન થાય છે અને તે તેને અનુકૂળ થઈ જાય છે. કહેવાયું છે –

**तुलसी मीठे बचनसे सुख उपजत चहुँ ओर।**
**बसीकरन यह मन्त्र है तज दो बचन कठोर॥**
**सबसों हिलमिल बोलिये मीठे मीठे बोल।**
**मीठी बोली बोलकर बनो मित्र अनमोल॥**

## દ્વિજ શિશુઓનો યજ્ઞોપવીત-સંસ્કાર જરૂરી છે

માતાપિતાએ પોતાનાં બાળકોના, શાસ્ત્રોક્ત સોળ સંસ્કારોમાંથી યથાશક્ય અધિકાધિક સંસ્કારો કરાવવા જોઈએ, કે જેથી તેમના હૃદયમાં સારા સંસ્કારો દૃઢ થાય. દ્વિજોની ફરજ છે કે તેઓ પોતાના પુત્રોનો યજ્ઞોપવીત (અર્થાત્ જનોઈ આપવાનો) સંસ્કાર તો યોગ્ય સમયે અવશ્ય કરાવે અને તેમને હંમેશાં શૌચ-સ્નાન વગેરે કરવાની તથા અધિકાર પ્રમાણે સંધ્યા, પૂજા, પ્રાર્થના, ગાયત્રી-જપ વગેરે રોજિંદાં ઉપાસના-કર્મો કરવાની કેળવણી આપે. દ્વિજોએ પોતાની પુત્રીનું લગ્ન યજ્ઞોપવીતરહિત વ્યક્તિ સાથે તો ન જ કરાવવું જોઈએ. શ્રીમનુ મહારાજે કહ્યું છે –

**नैतैरपूतैर्विधिवदापद्यपि हि कर्हिचित्।**
**ब्राह्मान् यौनांश्च सम्बन्धानाचरेद् ब्राह्मणः सह॥**

(મનુસ્મૃતિ - ૨/૪૦)

બ્રાહ્મણે તેવા અપવિત્ર વ્રાત્યો* સાથે આપત્તિવેળાએ પણ નિયમ

* अतः ऊर्ध्वं त्रयोऽप्येते यथाकालमसंस्कृताः।
सावित्रीपतिता व्रात्या भवन्त्यार्यविगर्हिताः॥

(मनुस्मृतिः २/३९)

જો યોગ્ય સમયે આ દ્વિજોનો ઉપનયનસંસ્કાર ન થાય તો એ સમય વીત્યા પછી આ ત્રણે સાવિત્રીથી પતિત થવાને લીધે શિષ્યજનો દ્વારા નિંદાને પાત્ર અને વ્રાત્યસંજ્ઞક થઈ જાય છે.

અનુસાર બ્રાહ્મ (ભણવું-ભણાવવું) અને વિવાહ વગેરે સંબંધો કદીય ન કરવા.

આજકાલ ઘણાબધા વૈશ્યોને ત્યાં યજ્ઞોપવીત સંસ્કાર થતો નથી. એ વિશે પૂછવાથી તેઓ કહે છે કે 'પહેલાં અમારા કુટુંબમાં કોઈએ જનોઈ ધારણ કરી હતી તેથી થોડા સમય પછી તેનું મૃત્યુ થયું, ત્યારથી અમારે ત્યાં જનોઈ ધારણ કરવાનું બંધ કરાવ્યું છે.' વાસ્તવમાં આ તદ્દન બુદ્ધિહીનતાની વાત છે અને મૂર્ખતાભર્યો કુસંસ્કાર છે. યજ્ઞોપવીત કોઈના મૃત્યુનું કારણ બને જ કેવી રીતે? ઊલટાનું તે તો રક્ષણ થવામાં કારણભૂત છે. યજ્ઞોપવીત ધારણ નહિ કરનારા મનુષ્યો પણ મૃત્યુ તો પામે જ છેને! લગ્ન કર્યા પછી થોડા દિવસો બાદ જો છોકરો મૃત્યુ પામે તો તેથી શું આપણે પોતાના બીજા છોકરાઓનાં લગ્ન કરવાનું માંડી વાળીશું? આવી જ વાત યજ્ઞોપવીતની છે. આમ, જનોઈ ધારણ નહિ કરવી એ મૂર્ખતા નથી તો શું છે?

તેથી તે ભલાંભોળાં સ્ત્રીપુરુષોને વિનંતી છે કે તેઓ 'જનોઈ લેવાથી છોકરો મૃત્યુ પામે છે' એવા ભ્રમમાંથી છુટકારો મેળવે અને યજ્ઞોપવીત-સંસ્કારની ઉત્તમ પ્રથા ચાલુ કરે; કારણ કે યજ્ઞોપવીત વગરના દ્વિજને વેદપઠનનો અધિકાર નથી અને સંધ્યા, ગાયત્રી વગેરેનો પણ અધિકાર નથી. વેદમંત્રોથી તર્પણ, પિંડદાન અને શ્રાદ્ધકર્મ કરવાનો પણ તેમને અધિકાર નથી. તેથી પોતાના બાળકોના લગ્ન પહેલાં તેમનો યજ્ઞોપવીત-સંસ્કાર અવશ્ય કરાવી જ લેવો જોઈએ તથા તેમની પાસે સંધ્યા, ગાયત્રી-જપ વગેરે નિત્યકર્મો કરવાનો અભ્યાસ કરાવવો જોઈએ. નિત્યકર્મો કરવાથી મનુષ્યનું આયુષ્ય, યશ, બળ વગેરેની વૃદ્ધિ થાય છે, બુદ્ધિ શુદ્ધ થાય છે અને તે તમામ પાપોથી મુક્ત થઈ જાય છે. તેથી જ, બાળકોને પ્રાતઃકાળે ઊઠીને શૌચ-સ્નાનથી પરવારીને સંધ્યા-પૂજા વગેરે નિત્યકર્મો કરવાની કેળવણી અવશ્ય આપવી જ જોઈએ. મનુસ્મૃતિ જણાવે છે –

**उत्थायावश्यकं कृत्वा कृतशौचः समाहितः।**
**पूर्वां सन्ध्यां जपंस्तिष्ठेत्स्वकाले चापरां चिरम्॥**
**ऋषयो दीर्घसन्ध्यत्वाद् दीर्घमायुरवाप्नुयुः।**
**प्रज्ञां यशश्च कीर्तिं च ब्रह्मवर्चसमेव च॥**

(મનુસ્મૃતિ - ૪/૯૩-૯૪)

'દ્વિજ માટે એ જરૂરી છે કે તે પથારીમાંથી ઊઠીને આવશ્યક શૌચ-સ્નાન વગેરે ક્રિયાઓ કરીને પવિત્ર થાય અને સાવધાન થઈને બંને સમયની સંધ્યાપૂજા માટે શાસ્ત્રોક્ત સમયે અર્થાત્ સૂર્યોદયની પહેલાં પ્રાતઃસંધ્યા અને સૂર્યાસ્તની પહેલાં સાયંસંધ્યા કરે તથા લાંબા સમય સુધી ગાયત્રી-જપ કરતો રહે. ઋષિઓએ ઘણા સમય સુધી સંધ્યા કરતા રહીને દીર્ઘાયુષ્ય, બુદ્ધિ, યશ-કીર્તિ અને બ્રહ્મતેજ પણ પ્રાપ્ત કર્યું હતું.'

## વિપત્તિવેળાએ પણ ધર્મ છોડવો નહિ

માતાઓ-બહેનોએ ભારે આફત આવે તોપણ ધર્મની મર્યાદાનો કદી પણ ત્યાગ કરવો જોઈએ નહિ. મહાભારતમાં જણાવાયું છે –

**न जातु कामान्न भयान्न लोभाद्**
**धर्मं जह्याज्जीवितस्यापि हेतोः॥**
**नित्यो धर्मः सुखदुःखे त्वनित्ये**
**जीवो नित्यो हेतुरस्य त्वनित्यः।**

(મહાભારત : ઉદ્યોગપર્વ - ૩૮/૧૨-૧૩)

'મનુષ્યે કોઈ કાળે પણ કામ, ભય અને લોભને લીધે અથવા જીવનના રક્ષણના હેતુથી પણ ધર્મ ત્યજવો જોઈએ નહિ; કારણ કે ધર્મ નિત્ય છે અને સુખદુઃખ અનિત્ય છે તથા જીવ નિત્ય છે જ્યારે જીવનનો હેતુ અનિત્ય છે.'

જગજ્જનની સીતાએ ભારે આપત્તિ આવી પડવા છતાં પણ અર્થાત્ રાવણ દ્વારા વિશેષ પ્રલોભન તથા ભય દેખાડવા છતાં પણ પોતાના

ધર્મનો ત્યાગ ન કર્યો, બલકે પ્રાણનો ત્યાગ કરવાનું વિચાર્યું હતું. જોકે સીતાજી તો જગજ્જનની હતાં, પરંતુ તેમનું ધર્માચરણ લોકોને બોધ-ઉપદેશ આપવા માટે હતું. મર્યાદાપુરુષોત્તમ ભગવાન શ્રીરામે તથા સીતાજીએ બોધ-ઉપદેશ આપવા માટે જ અવતાર લીધો હતો. આમ, તેમનું યથાશક્તિ અનુકરણ કરવાનો વિશેષ પ્રયત્ન કરવો જોઈએ. આ સંસારમાં મૃત્યુ પામ્યા પછી એકમાત્ર ધર્મ જ સાથે જાય છે અને ધર્મ જ આ સંસારમાંથી પાર ઉતારે છે. તેથી ધર્મનું અવશ્યપણે પાલન કરવું જોઈએ. શ્રીમનુ મહારાજ કહે છે –

**नामुत्र हि सहायार्थं पिता माता च तिष्ठतः।**
**न पुत्रदारा न ज्ञातिर्धर्मस्तिष्ठति केवलः॥**
**एकः प्रजायते जन्तुरेक एव प्रलीयते।**
**एकोऽनुभुङ्क्ते सुकृतमेक एव च दुष्कृतम्॥**
**मृतं शरीरमुत्सृज्य काष्ठलोष्टसमं क्षितौ।**
**विमुखा बान्धवा यान्ति धर्मस्तमनुगच्छति॥**
**तस्माद्धर्मं सहायार्थं नित्यं सञ्चिनुयाच्छनैः।**
**धर्मेण हि सहायेन तमस्तरति दुस्तरम्॥**

(મનુસ્મૃતિ - ૪/૨૩૯-૨૪૨)

'પરલોકમાં મનુષ્યની મદદ કરવા નથી તો માતા અને પિતા આવતાં કે નથી તો પુત્ર, પત્ની અને જ્ઞાતિજનો આવતાં; ત્યાં તો માત્ર એક ધર્મ જ કામ આવે છે. જીવ એકલો જ જન્મે છે અને એકલો જ મરે છે તથા તે એકલો જ કરેલાં પુણ્યકર્મોનું અને કરેલાં પાપકર્મોનું ફળ ભોગવે છે. બંધુ-બાંધવો તો મૃત્યુ પામેલા શરીરને લાકડાંથી બાળીને માટીના ઢગલાની જેમ ત્યાં પૃથ્વી પર જ છોડી દઈને પાછા ચાલ્યા જાય છે; તે સમયે માત્ર ધર્મ જ તે જીવની સાથે જાય છે. તેથી પરલોકમાં મદદ મેળવવા આ લોકમાં દરરોજ ક્રમે-ક્રમે ધર્મસંચય કરવો જોઈએ; કારણ કે ધર્મની મદદથી મનુષ્ય દુસ્તર અંધકારપૂર્ણ નરકોને તરી જાય છે.'

ચાણક્યનીતિમાં પણ કહ્યું છે –

**चला लक्ष्मीश्चलाः प्राणाश्चले जीवितमन्दिरे।**
**चलाचले च संसारे धर्म एको हि निश्चलः॥**

(ચાણક્યનીતિ - ૫/૨૦)

‘લક્ષ્મી અર્થાત્ ધનસંપત્તિ ચંચળ છે, પ્રાણ પણ ચલાયમાન છે તથા જીવન અને ઘર પણ ચાલી જનારાં છે; આ ચરાચર સંસારમાં એક ધર્મ જ નિશ્ચળ (શાશ્વત અર્થાત્ અવિનાશી) છે.’

**अनित्यानि शरीराणि विभवो नैव शाश्वतः।**
**नित्यं सन्निहितो मृत्युः कर्तव्यो धर्मसंग्रहः॥**

(ચાણક્યનીતિ - ૧૨/૧૨)

‘આ શરીરો અનિત્ય અર્થાત્ નાશવંત છે અને આ વૈભવ પણ શાશ્વત નથી તથા મૃત્યુ હંમેશાં સમીપમાં જ રહેલું છે; તેથી ધર્મનો સંગ્રહ કરવો જોઈએ.’

## પાતિવ્રત્ય ધર્મ

હવે પતિવ્રતા સ્ત્રીઓના ધર્મ જણાવવામાં આવે છે –

સોહાગણ સ્ત્રીઓ માટે પતિની સેવા જ સર્વસ્વ છે, તેથી તેમણે શ્રદ્ધા અને પ્રેમપૂર્વક પતિની સેવામાં હંમેશાં તત્પર રહેવું જોઈએ; કારણ કે શ્રદ્ધા અને પ્રમપૂર્વક કરેલું કાર્ય જ સત્વરે ફળદાયી બનતું હોય છે. વળી, જે સ્ત્રી નિષ્કામભાવે પતિની સેવા કરે છે તેના અંતઃકરણની સત્વરે શુદ્ધિ થાય છે અને તે પરમાત્માને પામે છે; તેથી સ્ત્રીએ પોતાના પતિની સેવા નિષ્કામભાવે જ કરવી જોઈએ. સૌભાગ્યવતી સ્ત્રી માટે પતિ જ સર્વસ્વ છે, તેના માટે પતિ-સેવાની સરખામણીમાં યજ્ઞ, દાન, તપ, તીર્થ, વ્રત, ઉપવાસ, દેવપૂજા, સેવા બધું ભેગું થાય તોપણ તે કશું જ નથી. સ્ત્રીએ તીર્થ, વ્રત, પૂજન વગેરે તમામ સત્કર્મો પતિના સાથમાં જ અને તેની આજ્ઞાથી જાતે જ કરવાં જોઈએ. સ્ત્રીએ પતિની આજ્ઞા લીધા વિના

કથા-કીર્તનમાં, સાધુ-મહાત્માઓના સાન્નિધ્યમાં તથા દેવમંદિરમાં અને તીર્થમાં પણ જવું જોઈએ નહિ. તેણે પોતે જ્યાં પણ જાય ત્યાં બને ત્યાં સુધી પતિ સાથે જ જવું જોઈએ, એકલી નહિ. પતિ વિના સ્વતંત્રપણે યજ્ઞ, દાન, તપ, વ્રત, તીર્થયાત્રા વગેરે પણ કરવાનો સ્ત્રીઓ માટે નિષેધ છે; કારણ કે તેને તો એકમાત્ર પતિ-સેવાથી જ સર્વ પ્રકારે પૂર્ણ સફળતા પ્રાપ્ત થઈ જાય છે.

પદ્મપુરાણમાં કહ્યું છે –

**युवतीनां पृथक् तीर्थं विना भर्तुर्द्विजोत्तम।**
**सुखदं नास्ति वै लोके स्वर्गमोक्षप्रदायकम्॥**

(પદ્મપુરાણ : ભૂમિખંડ - ૪૧/૧૨)

સુકલાએ પોતાના પતિને કહ્યું – 'હે બ્રાહ્મણશ્રેષ્ઠ! યુવતીઓ માટે પતિ સિવાય અન્ય કોઈ એવું તીર્થ નથી, કે જે આ લોકમાં સુખ આપનારું હોય અને પરલોકમાં સ્વર્ગ તથા મોક્ષનું પ્રદાન કરનારું હોય.'

આગળ જતાં સુકલા પોતાની સખીઓને પણ કહે છે –

**भर्तुः सार्द्धं सदा सख्यो दृष्टो वेदेषु सर्वदा।**
**सम्बन्धः पुण्यसंसर्गाज्जायते नान्यकारणात्॥**
**नारीणां च सदा तीर्थं भर्ता शास्त्रेषु पठ्यते।**
**यमेवावाहयेन्नित्यं वाचा कायेन कर्मभिः॥**
**मनसा पूजयेन्नित्यं सत्यभावेन तत्परा।**
**एतत्पार्श्वं महातीर्थं दक्षिणाङ्गं सदैव हि॥**
**तमाश्रित्य यदा नारी गृहस्था परिवर्तते।**
**यजते दानपुण्यैश्च तस्य दानस्य यत् फलम्॥**
**वाराणस्यां च गङ्गायां यत् फलं न च पुष्करे।**
**द्वारकायां न चावन्त्यां केदारे शशिभूषणे॥**
**लभते नैव सा नारी यजमाना सदा किल।**

(પદ્મપુરાણ : ભૂમિખંડ - ૪૧/૬૧-૬૬)

'હે સખીઓ! વેદોમાં હરહંમેશ એ વાત જોવા મળી છે કે સ્ત્રીનો પતિ સાથેનો સંબંધ પુણ્યના સંસર્ગથી જ થાય છે, અન્ય કોઈ કારણથી નહિ. શાસ્ત્રોમાં કહ્યું છે કે સ્ત્રીઓ માટે પતિ જ નિત્ય તીર્થ છે, તેથી સ્ત્રી માટે એ જ યોગ્ય છે કે તે સાચા ભાવથી પતિની સેવામાં પ્રવૃત્ત રહીને દરરોજ તન, મન, વચન અને ક્રિયા દ્વારા પતિનું જ આવાહન કરે અને તત્પર થઈને શ્રેષ્ઠ ભાવથી હંમેશાં પતિનું જ પૂજન કરે. પતિ પત્નીનું જમણું અંગ છે અને પતિના અંગનું ડાબું પડખું જ પત્ની માટે હંમેશા મહાન તીર્થ છે. જ્યારે ગૃહિણી સ્ત્રી પતિની ડાબી બાજુએ બેસીને દાન-પુણ્ય વગેરે સહિત પૂજન કરે છે ત્યારે તેને જે ફળ મળવાનું જણાવાયું છે તે ફળ કાશીની ગંગા, પુષ્કરતીર્થ, દ્વારકાપુરી, ઉજ્જૈન તથા કેદાર નામે પ્રસિદ્ધ મહાદેવના તીર્થમાં સ્નાન કરવાથી અને પૂજન કરવાથી પણ કદી મળી શકતું નથી.'

**सुसुखं पुत्रसौभाग्यं स्नानं दानं च भूषणम्।**
**वस्त्रालङ्कारसौभाग्यं रूपं तेजः फलं सदा॥**
**यशः कीर्तिमवाप्नोति गुणं च वरवर्णिनि।**
**भर्तुः प्रसादाच्च सर्वं लभते नात्र संशयः॥**

(પદ્મપુરાણ : ભૂમિખંડ - ૪૧/૬૭-૬૮)

'પતિવ્રતા સ્ત્રી હંમેશાં ઉત્તમ સુખ, પુત્રનું સૌભાગ્ય, સ્નાન અને શ્રેષ્ઠ દાન, વસ્ત્ર અને અલંકાર, સૌભાગ્ય, રૂપ, તેજ, ફળ, યશ-કીર્તિ તથા ઉત્તમ ગુણ પ્રાપ્ત કરે છે. હે વરવર્ણિની! પતિની પ્રસન્નતાથી તેને બધું જ મળી જાય છે એમાં લેશમાત્ર શંકા નથી.'

**तुष्टे भर्तरि तस्यास्तु तुष्टाः स्युः सर्वदेवताः।**
**तुष्टे भर्तरि तुष्यन्ति ऋषयो देवमानवाः॥**
**भर्ता नाथो गुरुर्भर्ता देवता दैवतैः सह।**
**भर्ता तीर्थं च पुण्यं च नारीणां नृपनन्दन॥**

(પદ્મપુરાણ : ભૂમિખંડ - ૪૧/૭૪-૭૫)

'પતિ સંતુષ્ટ રહે છે તો સમસ્ત દેવો તે સ્ત્રી પર સંતુષ્ટ રહે છે અને પતિ સંતુષ્ટ રહે છે તો દેવમાનવો એવા ઋષિ-મુનિઓ પણ પ્રસન્ન રહે છે. હે નૃપનંદન! પતિ જ સ્ત્રીનો નાથ છે, પતિ જ તેનો ગુરુ છે અને પતિ જ દેવગણ સહિત તેના ઈષ્ટદેવ છે તથા પતિ જ તીર્થ અને પુણ્ય છે.'

શ્રીબૃહદ્ધર્મપુરાણમાં પણ લખ્યું છે –

**सधवानां हि नारीणां नोपवासादिकं व्रतम्।**
**पत्याज्ञया चरेद् यत्तु तत्तु तासां व्रतं परम्॥**

(બૃહદ્ધર્મપુરાણ : ઉત્તરખંડ - ૮/૭)

'સધવા સ્ત્રીઓ માટે ઉપવાસ વગેરે કોઈ વ્રતનું વિધાન નથી; કારણ કે પતિની આજ્ઞાથી તેઓ જે કંઈ આચરણ કરે છે તે જ તેમના માટે શ્રેષ્ઠ વ્રત છે.'

તેથી શ્રીમનુ મહારાજે આવી જ વ્યવસ્થા દર્શાવી છે કે –

**अन्योन्यस्याव्यभिचारो भवेदामरणान्तिकः।**
**एष धर्मः समासेन ज्ञेयः स्त्रीपुंसयोः परः॥**

(મનુસ્મૃતિ - ૯/૧૦૧)

'સંક્ષેપમાં પતિ-પત્નીનો એ જ પરમધર્મ જાણવો જોઈએ કે તેઓ જીવનપર્યંત એકબીજાથી કદી પણ અલગ ન થાય.'

આ બાબતમાં જગજ્જનની સીતાજી આદર્શ છે. પતિવ્રતા-શિરોમણિ સીતાજીનો પતિની સેવા કરવા માટેનો અને પતિની સાથે જ રહેવા માટેનો કેટલો આગ્રહ હતો તેનો ઉત્તર તેમનાં આચરણ અને વચનોમાંથી જ સ્પષ્ટ મળી રહે છે. વનમાં જતી વેળાએ ભગવાન શ્રીરામચંદ્રજીએ વનનાં ભયાનક કષ્ટોનું વર્ણન કરીને સીતાજીને અયોધ્યામાં રહેવા કહ્યું, પરંતુ તેના ઉત્તરમાં સીતાજીએ પોતાને સાથે જ લઈ જવા ઘણા વિનય સાથે પ્રેમપૂર્વક આજીજી કરી તથા તમામ સુખો અને ભોગોનો તણખલાની જેમ ત્યાગ કરીને તેઓ શ્રીરામચંદ્રજીની સાથે વનમાં ગયાં. તે સમયે

સીતાજીએ શ્રીરામચંદ્રજીને જે વિનય-વચનો કહ્યાં તે શ્રીતુલસીદાસજીએ શ્રીરામચરિતમાનસમાં નિરૂપ્યાં છે - જે ધ્યાન આપવા પાત્ર છે. તેમાંથી સ્ત્રીઓને ઘણો ઉત્તમ બોધ મળી રહે છે. સીતાજી કહે છે –

प्राननाथ करुनायतन सुंदर सुखद सुजान।
तुम्ह बिनु रघुकुल कुमुद बिधु सुरपुर नरक समान॥

* * * *

तनु धनु धामु धरनि पुर राजू। पति बिहीन सबु सोक समाजू॥
भोग रोगसम भूषन भारू। जम जातना सरिस संसारू॥
प्राननाथ तुम्ह बिनु जग माहीं। मो कहुँ सुखद कतहुँ कछु नाहीं॥
जिय बिनु देह नदी बिनु बारी। तैसिअ नाथ पुरुष बिनु नारी॥
नाथ सकल सुख साथ तुम्हारें। सरद बिमल बिधु बदनु निहारें॥

* * * *

छिनु छिनु प्रभु पद कमल बिलोकी। रहिहउँ मुदित दिवस जिमि कोकी॥
बन दुख नाथ कहे बहुतेरे। भय बिषाद परिताप घनेरे॥
प्रभु बियोग लवलेस समाना। सब मिलि होहिं न कृपानिधाना॥
अस जियँ जानि सुजान सिरोमनि। लेइअ संग मोहि छाड़िअ जनि॥
बिनती बहुत करौं का स्वामी। करुनामय उर अंतरजामी॥

* * * *

मोहि मग चलत न होइहि हारी। छिनु छिनु चरन सरोज निहारी॥
सबहि भाँति पिय सेवा करिहौं। मारग जनित सकल श्रम हरिहौं॥
पाय पखारि बैठि तरु छाहीं। करिहउँ बाउ मुदित मन माहीं॥
श्रम कन सहित स्याम तनु देखे। कहँ दुख समउ प्रानपति पेखें॥
सम महि तृन तरु पल्लव डासी। पाय पलोटिहि सब निसि दासी॥

'પ્રાણનાથ! દયાના ધામ! હે સુન્દર! હે સુખોને આપનારા! સુજાણ! હે રઘુકુળરૂપી કુમુદને ખિલવનારા ચન્દ્રમા! આપ વિના સ્વર્ગ પણ મારે

માટે નરક સમાન છે... તન, ધન, ઘર, પૃથ્વી, નગર અને રાજ્ય – પતિ વિના સ્ત્રી માટે આ બધું શોકનો સમાજ છે. ભોગ એ રોગ સમાન છે, આભૂષણો ભારરૂપ છે અને સંસાર યમની યાતના (નરકની પીડા) સમાન છે. હે પ્રાણનાથ! આપ વિના જગતમાં મને ક્યાંય કશુંય સુખદાયી નથી. જેમ પ્રાણ વિના દેહ અને જળ વિના નદી શોભતી નથી, એમ જ હે નાથ! પુરુષ વિના સ્ત્રી શોભતી નથી. હે નાથ! આપની સાથે રહીને આપનું શરદ-પૂર્ણિમાના નિર્મળ ચન્દ્રમા સમાન મુખ જોઈને મને સઘળાં સુખ પ્રાપ્ત થશે... ક્ષણે-ક્ષણે પ્રભુનાં ચરણકમળોને જોઈ-જોઈને હું એવી આનંદિત રહીશ જેવી દિવસે ચક્રવાકી રહે છે. હે નાથ! આપે વનનાં ઘણં દુ:કો અને ઘણાંય ભય, વિષાદ અને સંતાપ કહ્યાં. પરંતુ હે કૃપાનિધાન! એ બધાં મળીને પણ પ્રભુ (આપ)ના વિયોગ (થી થનારાં દુ:ખો)નાં અંશ સમાન પણ નથી થઈ શકવાનાં. એમ મનમાં જાણીને, હે સુજાણશિરોમણિ! આપ મને સાથે લઈ લો, અહીં ન તરછોડો. હે સ્વામી! હું વધારે વિનતી તો શું કરું? આપ કરુણામય છો અને સૌના હૃદયના અન્તર્યામી છો... ક્ષણો ક્ષણે આપનાં ચરણકમળોને જોતા રહેવાથી મને રસ્તે ચાલતાં થાક નહીં લાગે. હે પ્રિયતમ! હું બધી જાતની આપની સેવા કરીશ અને રસ્તે ચાલતાં થનારો સઘળોય થાક દૂર કરી દઈશ. આપના ચરણ ધોઈને, વૃક્ષોની છાંયમાં બેસીને, મનમાં પ્રસન્ન થઈને વીંઝણો કરીશ. પરસેવાનાં ટીપાં સહિતના શ્યામ દેહને જોઈને – પ્રાણપતિના દર્શન કરતાં દુ:ખને અવસર જ ક્યાં મળવાનો, એટલે કે આપનાં દર્શનથી મને સુખ જ સુખ મળવાનું. સમતળ ભૂમિ પર ઘાસ અને વૃક્ષોના પાંદડાં પાથરીને આ દાસી રાત-દિવસ આપનાં ચરણોની સેવામાં રહેશે.

પતિની સેવા કરવા માત્રથી જ સ્ત્રી પરમ ગતિને પ્રાપ્ત કરે છે. શ્રીતુલસીકૃત શ્રીરામચરિતમાનસમાં જગજ્જનની સીતાજીને પાતિવ્રત્ય ધર્મનો ઉપદેશ આપતાં અનસૂયાજી કહે છે –

बृद्ध रोगबस जड़ धनहीना । अंध बधिर क्रोधी अति दीना॥
ऐसेहु पति कर किएँ अपमाना । नारि पाव जमपुर दुख नाना॥
एकइ धर्म एक ब्रत नेमा । कायँ बचन मन पति पद प्रेमा॥

* * * *

उत्तम के अस बस मन माहीं । सपनेहुँ आन पुरुष जग नाहीं॥
मध्यम परपति देखइ कैसें । भ्राता पिता पुत्र निज जैसें॥

* * * *

पति बंचक परपति रति करई । रौरव नरक कल्प सत परई॥
छन सुख लागि जनम सत कोटी । दुख न समुझ तेहि सम को खोटी॥
बिनु श्रम नारि परम गति लहई । पतिब्रत धर्म छाड़ि छल गहई॥
पति प्रतिकूल जनम जहँ जाई । बिधवा होई पाइ तरुनाई॥

* * * *

सुनु सीता तव नाम सुमिरि नारि पतिब्रत करहिं।
तोहि प्रानप्रिय राम कहिउँ कथा संसार हित॥

વૃદ્ધ, રોગી, મૂર્ખ, નિર્ધન, આંધળા, બહેરા, ક્રોધી કે ઘણા દીન હોવા છતાં પતિનું અપમાન કરવાથી સ્ત્રી યમપુરીમાં જાત-જાતનાં દુઃખો ભોગવે છે. શરીર, વચન અને મનથી પતિના ચરણોમાં પ્રેમ રાખવો સ્ત્રી માટે, બસ, આ એક જ ધર્મ છે, એક જ વ્રત છે અને એક જ નિયમ છે... ઉત્તમ કોટિની પતિવ્રતાના મનમાં એવો ભાવ રહેલો હોય છે કે જગતમાં (મારા પતિ સિવાય) બીજો પુરુષ સ્વપ્નમાં પણ નથી. મધ્યમ કોટિની પતિવ્રતા અન્ય સ્ત્રીના પતિને એવી રીતે જુએ છે, જેમ એ પોતાનો સગો ભાઈ, પિતા કે પુત્ર હોય (અર્થાત્ સરખી ઉંમરનો હોય એને ભાઈના રૂપમાં જુએ છે, મોટાને પિતાના રૂપમાં અને નાનાને પુત્રના રૂપમાં જુએ છે). પતિને છેતરનારી જે સ્ત્રી પરપુરુષ સાથે રતિ કરે છે, એ તો સો કલ્પો સુધી રૌરવ નરકમાં પડી રહે છે. ક્ષણભરના સુખ માટે જે સો

કરોડ (અસંખ્ય) જન્મોના દુ:ખને નથી સમજતી, એના જેવી દુષ્ટા કોણ હશે? જે સ્ત્રી છળ છોડીને પાતિવ્રતધર્મને ગ્રહણ કરે છે, એ વિના પરિશ્રમે જ પરમ ગતિને પામે છે; કિંતુ જે પતિના પ્રતિકુળ ચાલે છે, એ જ્યાં પણ જઈને જન્મે છે, ત્યાં જુવાની પામીને (ભર જુવાનીમાં) વિધવા થઈ જાય છે... હે સીતા! સાંભળ! તારું તો નામ જ લઈ-લઈને સ્ત્રીઓ પાતિવ્રતધર્મનું પાલન કરશે. તને તો શ્રીરામજી પ્રાણ સમાન પ્રિય છે, આ (પાતિવ્રત-ધર્મની) વાત તો મેં સંસારના હિત માટે કહી છે.

અનસૂયાજીનું આ કહેવું યોગ્ય જ છે; કારણ કે સીતાજી તો પહેલાંથી જ એવાં હતાં. શ્રીવાલ્મીકિકૃત રામાયણમાં અનસૂયાજીએ સીતાજીને કહેલાં વચન છે –

**त्यक्त्वा ज्ञातिजनं सीते मानवृद्धिं च मानिनि।**
**अवरुद्धं वने रामं दिष्ट्या त्वमनुगच्छसि॥**
**नगरस्थो वनस्थो वा शुभो वा यदि वाशुभः।**
**यासां स्त्रीणां प्रियो भर्ता तासां लोका महोदयाः॥**
**दुःशीलः कामवृत्तो वा धनैर्वा परिवर्जितः।**
**स्त्रीणामार्यस्वभावानां परमं दैवतं पतिः॥**
**नातो विशिष्टं पश्यामि बान्धवं विमृशन्त्यहम्।**
**सर्वत्र योग्यं वैदेहि तपः कृतमिवाव्ययम्॥**

(વાલ્મીકીય રામાયણ : અયોધ્યાકાંડ - ૧૧૭/૨૨-૨૫)

'હે માનનીયા સીતા! એ જાણીને મને ઘણો આનંદ થયો કે બંધુ-બાંધવોને અર્થાત્ સગાં-સંબંધીઓને છોડીને તથા પ્રાપ્ત થનારી માન-પ્રતિષ્ઠાનો ત્યાગ કરીને તું વનમાં મોકલવામાં આવેલા રામનું અનુસરણ પોતાનું કર્તવ્ય સમજીને કરી રહી છે, જે મહાન સૌભાગ્યની વાત છે. પોતાનો પતિ નગરમાં રહે કે વનમાં, તે સારો હોય કે નરસો – જે સ્ત્રીઓ પોતાના પતિને જ ચાહે છે તે સ્ત્રીઓ મહાન અભ્યુદયશાળી લોકોને પ્રાપ્ત કરે છે. પતિ ખરાબ સ્વભાવનો, મનમાન્યું વર્તન કરનારો અથવા સાવ નિર્ધન કેમ ન હોય, પણ

તે ઉત્તમ સ્વભાવની સ્ત્રીઓ માટે શ્રેષ્ઠ દેવતા સમાન છે. હે વૈદેહી! મને ઘણો વિચાર કરવા છતાં પણ પતિથી અધિક હિતકારી કોઈ સગો દેખાતો નથી. તપસ્યાના અવિનાશી ફળની જેમ પતિ આ લોકમાં અને પરલોકમાં, સર્વત્ર સુખ આપવાને સમર્થ હોય છે.'

**त्वद्विधास्तु गुणैर्युक्ता दृष्टलोकपरावराः।**
**स्त्रियः स्वर्गे चरिष्यन्ति यथा पुण्यकृतस्तथा॥**

(વાલ્મીકીય રામાયણ : અયોધ્યાકાંડ - ૧૧૭/૨૮)

'તારા જેવી લોક-પરલોકને જાણનારી ઉત્તમ ગુણોવાળી જે સાધ્વી સ્ત્રીઓ છે તેઓ એવી રીતે સ્વર્ગમાં વિહરશે કે જેવી રીતે પુણ્યકર્મી મનુષ્ય વિહરે છે.'

**तदेवमेतं त्वमनुव्रता सती**
**पतिप्रधाना समयानुवर्तिनी।**
**भव स्वभर्तुः सहधर्मचारिणी**
**यशश्च धर्मं च ततः समाप्स्यसि॥**

(વાલ્મીકીય રામાયણ : અયોધ્યાકાંડ - ૧૧૭/૨૯)

'તેથી તું આ પ્રકારે પોતાના પતિદેવ શ્રીરામચંદ્રજીની સેવામાં રત રહે, સતીધર્મનું પાલન કર, પતિને જ પ્રધાન દેવ સમજ અને હર સમય તેમનું અનુસરણ કરતી રહીને તેમની સહધર્મચારિણી થા. એનાથી તને ધર્મ અને કીર્તિ બંનેની પ્રાપ્તિ થશે.'

અનસૂયાજી દ્વારા પાતિવ્રત્ય ધર્મનો મહિમા સાંભળીને સીતાજીએ કહ્યું –

**आगच्छन्त्याश्च विजनं वनमेवं भयावहम्।**
**समाहितं हि मे श्वश्र्वा हृदये यत् स्थिरं मम॥**

(વાલ્મીકીય રામાયણ : અયોધ્યાકાંડ - ૧૧૮/૭)

'જ્યારે હું પતિની સાથે આ રીતે ભયંકર નિર્જન વનમાં આવવા ચાલી નીકળી ત્યારે મારાં સાસુજી કૌશલ્યાએ મને કર્તવ્યનો જે બોધ

આપ્યો હતો તે મારા હૃદયમાં યથાવત્ અચળ છે.'

**पाणिप्रदानकाले च यत् पुरा त्वग्निसन्निधौ।**
**अनुशिष्टं जनन्या मे वाक्यं तदपि मे धृतम्॥**

(વાલ્મીકીય રામાયણ : અયોધ્યાકાંડ - ૧૧૮/૮)

'પહેલાં મારા લગ્ન સમયે અગ્નિના સાંનિધ્યમાં મારી માતાએ મને જે બોધ આપ્યો હતો તે પણ યાદ છે.'

**न विस्मृतं तु मे सर्वं वाक्यैः स्वैर्धर्मचारिणि।**
**पतिशुश्रूषणान्नार्यास्तपो नान्यद् विधीयते॥**

(વાલ્મીકીય રામાયણ : અયોધ્યાકાંડ - ૧૧૮/૯)

'હે ધર્મચારિણી! આ સિવાય મારાં અન્ય સ્વજનોએ પોતાનાં વચનોથી મને જે જે ઉપદેશ-બોધ આપ્યા છે તે પણ હું ભૂલી નથી. સ્ત્રી માટે પતિની સેવા સિવાય અન્ય કોઈ તપ નથી.'

**सावित्री पतिशुश्रूषां कृत्वा स्वर्गे महीयते।**
**तथावृत्तिश्च याता त्वं पतिशुश्रूषया दिवम्॥**

(વાલ્મીકીય રામાયણ : અયોધ્યાકાંડ - ૧૧૮/૧૦)

'સત્યવાનની પત્ની સાવિત્રી પતિની સેવા કરીને જ સ્વર્ગલોકમાં પુજાય છે. તમે પણ પતિની સેવા દ્વારા પાતિવ્રત્યનું પાલન કરીને જ આ રીતે અલૌકિકતાને પામ્યાં છો.'

**वरिष्ठा सर्वनारीणामेषा च दिवि देवता।**
**रोहिणी न विना चन्द्रं मुहूर्तमपि दृश्यते॥**

(વાલ્મીકીય રામાયણ : અયોધ્યાકાંડ - ૧૧૮/૧૧)

'સમસ્ત સ્ત્રીઓમાં શ્રેષ્ઠ સ્વર્ગનાં દેવી તે રોહિણીજી પતિસેવાના પ્રભાવે જ એક ક્ષણ માટે પણ ચંદ્રમાથી અલગ થતાં જોવા મળતાં નથી.'

**एवंविधाश्च प्रवराः स्त्रियो भर्तृदृढव्रताः।**
**देवलोके महीयन्ते पुण्येन स्वेन कर्मणा॥**

(વાલ્મીકીય રામાયણ : અયોધ્યાકાંડ - ૧૧૮/૧૨)

'આ રીતે પાતિવ્રત્ય-ધર્મનું દૃઢતાપૂર્વક પાલન કરનારી ઘણીબધી શ્રેષ્ઠ સન્નારીઓ પોતાના પુણ્યકર્મના પ્રભાવે સ્વર્ગલોકમાં પુજાય છે.'

સતી અનસૂયાજી બહુ ઊંચી કક્ષાનાં પતિવ્રતા સન્નારી હતાં. તેમના પાતિવ્રત્યના પ્રભાવથી બ્રહ્મા, વિષ્ણુ અને મહેશે તેમને ત્યાં અવતાર લીધો હતો. બ્રહ્માજીએ ચંદ્રના રૂપમાં, શ્રીવિષ્ણુએ દત્તાત્રેયના રૂપમાં અને શિવજીએ દુર્વાસાના રૂપમાં અવતાર લીધો હતો. એ જ રીતે મર્યાદા-પુરુષોત્તમ ભગવાન શ્રીરામનાં અર્ધાંગિની, જગજ્જનની સીતાજી એક એવાં પતિવ્રતા સન્નારી હતાં કે જેમનું નામ ઉચ્ચારવાથી જ સ્ત્રી પતિવ્રતા બની જાય છે. સીતાજીના ચરિત્રમાંથી સ્ત્રીઓએ બોધ લેવો જોઈએ.*

આ જ રીતે સતી પાર્વતીજીનું ચરિત્ર પણ સંસારમાં પ્રસિદ્ધ છે. પાતિવ્રત્ય ધર્મની સિદ્ધિ માટે કન્યાઓ અને સ્ત્રીઓ ચૈત્ર માસમાં (કેટલાક પ્રદેશોમાં અષાઢ કે શ્રાવણ માસમાં) આ પાર્વતીજીનું - શ્રીગૌરીજીનું પૂજા-વ્રત કરતી હોય છે. પાર્વતીજીનું ચરિત્રચિત્રણ રામાયણ, ઈતિહાસગ્રંથો અને પુરાણગ્રંથોમાં થયેલું છે. પોતાના પતિ શ્રીશંકરજીમાં પાર્વતીજીની જે જન્મથી જ અટલ નિષ્ઠા છે તે પતિવ્રતા સ્ત્રીઓ માટે પરમ આદર્શ છે.

શ્રીમદ્‌ભાગવતમાં નારદ મુનિએ પણ મહારાજ યુધિષ્ઠિરને પતિવ્રતા સ્ત્રીઓના ધર્મો આ પ્રકારે બતાવ્યા છે –

**स्त्रीणां च पतिदेवानां तच्छुश्रूषानुकूलता।**
**तद्बन्धुष्वनुवृत्तिश्च नित्यं तद्व्रतधारणम्॥**

(શ્રીમદ્‌ભાગવત - ૭/૧૧/૨૫)

'પતિની સેવા કરવી, પતિને અનુકૂળ રહેવું, પતિનાં બંધુ-બાંધવોને પ્રસન્ન રાખવાં અને હંમેશાં પતિના નિયમોનું ધારણ-પાલન કરવું - પતિને જ ઈશ્વર માનનારી પતિવ્રતા સ્ત્રીઓના આ ધર્મ છે.'

* આ માટે ગીતાપ્રેસ દ્વારા પ્રકાશિત 'આદર્શ દેવીઓ' પુસ્તક વાંચવું.

**सम्मार्जनोपलेपाभ्यां गृहमण्डलवर्तनैः।**
**स्वयं च मण्डिता नित्यं परिमृष्टपरिच्छदा॥**

(શ્રીમદ્‌ભાગવત - ૭/૧૧/૨૬)

'સાધ્વી સ્ત્રીએ સાફસફાઈ, લીપણ, રંગોળી પૂરવી વગેરેથી ઘરનું સુશોભન કરવું જોઈએ તથા મનોહર વસ્ત્રો અને આભૂષણોથી પોતાના શરીરને અલંકૃત રાખવું જોઈએ; અને બધી જ વસ્તુઓ સ્વચ્છ રાખવી જોઈએ.'

**कामैरुच्चावचैः साध्वी प्रश्रयेण दमेन च।**
**वाक्यैः सत्यैः प्रियैः प्रेम्णा काले काले भजेत् पतिम्॥**

(શ્રીમદ્‌ભાગવત - ૭/૧૧/૨૭)

'સાધ્વી સ્ત્રીએ પોતાના પતિની નાની-મોટી ઇચ્છાઓને પૂરી કરવી જોઈએ અને હર સમય વિનય, ઇન્દ્રિયસંયમ, સત્ય તથા પ્રિય વાણી થકી પતિની પ્રેમપૂર્વક સેવા કરવી જોઈએ.'

**या पतिं हरिभावेन भजेच्छ्रीरिव तत्परा।**
**हर्यात्मना हरेर्लोके पत्या श्रीरिव मोदते॥**

(શ્રીમદ્‌ભાગવત - ૭/૧૧/૨૯)

'જે સ્ત્રી લક્ષ્મીજીની જેમ પતિપરાયણા થઈને પોતાના પતિની સાક્ષાત્ ભગવાનનું સ્વરૂપ સમજીને સેવા કરે છે તેનો પતિ વૈકુંઠલોકમાં ભગવત્સારૂપ્યને પ્રાપ્ત કરે છે અને તેની સાથે પોતે લક્ષ્મીજીની જેમ આનંદિત રહે છે.'

## દ્રૌપદી-સત્યભામા સંવાદ

આ બાબતમાં દ્રૌપદીનું દૃષ્ટાંત એ પ્રકારનું મળે છે કે તેણે પતિસેવાના પ્રભાવથી લક્ષ્મીજીનું સ્થાન પ્રાપ્ત કર્યું હતું અને અર્જુન પણ ભગવાનના પરમધામમાં ગયા હતા. આ કથા મહાભારતના સ્વર્ગા-રોહણપર્વમાં આવે છે. દ્રૌપદી ઉચ્ચ કોટિની પતિવ્રતા હતી. તેની પતિ-સેવાનું વર્ણન અહીં સંક્ષેપમાં આપવામાં આવે છે. ભગવાન શ્રીકૃષ્ણનાં મહારાણી સત્યભામાએ

પણ તેની પાસેથી બોધ ગ્રહણ કર્યો છે.

એક સમયની વાત છે – જે સમયે પાંડવો વનમાં રહેતા હતા તે સમયે શ્રીકૃષ્ણ તેમને મળવા માટે ગયા. સત્યભામા પણ તેમની સાથે હતાં. ત્યાં સત્યભામા દ્રૌપદીને મળવા ગયાં અને તેમણે દ્રૌપદીને કહ્યું – ''પાંડવો હંમેશાં તને આધીન રહે છે, તેનું રહસ્ય મને જણાવ. પાંચાલી! તું મને પણ કોઈ એવું વ્રત, તપ, સ્નાન, મંત્ર, ઔષધ, વિદ્યા તથા જપ, હોમ કે જડીબુટ્ટી બતાવ કે જેથી હરહંમેશ માટે શ્યામસુંદર મને આધીન રહે.''

ત્યારે પતિપરાયણા દ્રૌપદીએ તેમને કહ્યું – ''હે સત્યભામા! તમે તો દુરાચારિણી સ્ત્રીઓના જેવા આચરણની વાત મને પૂછી રહ્યાં છો! ભલા, તે દૂષિત આચરણ ધરાવતી સ્ત્રીઓના પંથની વાતો હું કેવી રીતે બતાવી શકું? તેમની બાબતમાં તો તમારે પ્રશ્ન કરવો કે શંકા કરવી એ પણ યોગ્ય નથી; કારણ કે તમે બુદ્ધિશાળી અને શ્રીકૃષ્ણનાં પટરાણી છો. જ્યારે પતિને એવી ખબર પડે છે કે પત્ની તેને વશ કરવા માટે કોઈ મંત્ર-તંત્રનો પ્રયોગ કરી રહી છે ત્યારે તે પત્નીથી એવી રીતે દૂર રહેવા લાગે છે કે જેવી રીતે માણસ ઘરમાં ઘૂસેલા સાપથી દૂર ભાગે છે. આમ કરવાથી ઘણી જાતના અનર્થો પેદા થાય છે. ધુતારાઓ જંતર-મંતરના બહાને એવી વસ્તુઓ આપે છે કે જેનાથી ભયંકર રોગો પેદા થાય છે અને પતિના શત્રુઓ આવા બહાને ઝેર સુદ્ધાં પણ આપતા હોય છે. તે ચીજોમાં એવાં ચૂર્ણ હોય છે કે પતિ જો પોતાની જીભને કે ચામડીને તેમનો સ્પર્શ કરાવે તોપણ નિઃસંદેહ તેનું તે જ ક્ષણે મોત નીપજે છે. આવી પતિને વશ કરવાના પ્રયોગ કરનારી સ્ત્રીઓ પોતાના પતિને જાતજાતના રોગોનો શિકાર બનાવી દે છે. તેમની કુબુદ્ધિને કારણે તેમના પતિ જલોદર, કોઢ, ઘડપણ, નપુંસકતા, જડતા, બહેરાશ વગેરેના સકંજામાં સપડાય છે. આ રીતે ધૂર્ત-પાપીઓની વાતો માની લેનારી તે પાપી સ્ત્રીઓ પોતાના પતિને પરેશાન કરી મૂકે છે. સ્ત્રીએ તો કદી પણ

કોઈ પ્રકારે પોતાના પતિને અપ્રિય થઈ પડે તેવું કશું જ કરવું જોઈએ નહિ.

"હે યશસ્વિની સત્યભામા! મહાત્મા પાંડવો સાથે હું જે પ્રકારનું આચરણ કરું છું તે બધું સાચેસાચું કહી સંભળાવું છું, જે તમે સાંભળો. હું અહંકાર અને કામક્રોધ છોડીને ઘણી સાવધાનીથી બધા પાંડવોની તેમની અન્ય બીજી પત્નીઓ સાથે સેવા કરું છું. હું ઈર્ષ્યાથી દૂર રહું છું અને મનને કાબૂમાં રાખીને માત્ર સેવા કરવાની ઇચ્છાથી જ પોતાના પતિઓને સંતુષ્ટ કરું છું. આ બધું કરવા છતાં પણ હું અભિમાનને મારી પાસે ફરકવા પણ દેતી નથી. હું કડવું બોલવાથી દૂર રહું છું, અસભ્યતાપૂર્વક વર્તતી નથી, ખોટી વાતો પ્રત્યે લક્ષ આપતી નથી, દૂષિત આચરણ થતું હોય ત્યાં જતી નથી તથા પાંડવોના હેતુપૂર્વકના સંકેતનું અનુસરણ કરું છું. દેવતા, મનુષ્ય, ગંધર્વ, યુવાન, છેલછબીલો, ધનિક કે રૂપવાન - ભલેને કેવોય પુરુષ કેમ ન હોય, પાંડવો સિવાય મારું મન ક્યાંય પણ જતું નથી. પોતાના પતિઓ ભોજન કરી લે નહિ ત્યાં સુધી હું ભોજન કરતી નથી, તેઓ સ્નાન કરી લે નહિ ત્યાં સુધી સ્નાન કરતી નથી અને તેઓ બેસે નહિ ત્યાં સુધી બેસતી નથી. જ્યારે મારા પતિ ઘરમાં આવે છે ત્યારે હું ઊભી થઈને આસન અને પાણી આપીને તેમનો સત્કાર કરું છું. હું ઘરનાં વાસણ માંજી-ધોઈને સાફ રાખું છું, સ્વાદિષ્ટ રસોઈ તૈયાર કરું છું અને સમય થયે તેમને ભોજન કરાવું છું. ઘરમાં અનાજનો સંગ્રહ ઢાંકીને સાચવું છું અને ઘરને વાળી-ઝૂડીને સ્વચ્છ રાખું છું. હું વાતચીત દરમ્યાન કોઈને ઉતારી પાડતી નથી, કુલટા સ્ત્રીઓને મારી પાસે ફરકવા દેતી નથી; અને હરહંમેશ પતિઓને અનુકૂળ રહું છું - આળસથી દૂર રહું છું. હરહંમેશ સાચું બોલું છું અને પતિ-સેવામાં તત્પર રહું છું. પતિ વિના એકલી રહેવાનું મને બિલકુલ ગમતું નથી. કોઈ કૌટુંબિક કાર્ય માટે પતિદેવ બહાર જાય છે ત્યારે હું પુષ્પ, ચંદન વગેરેને ત્યજીને નિયમો અને વ્રતોનું પાલન કરતી રહું છું. મારા પતિ જે ચીજ

ખાતા નથી, પીતા નથી અથવા સેવન કરતા નથી તે ચીજથી હું પણ દૂર રહું છું. સ્ત્રીઓ માટે શાસ્ત્રમાં જે જે કર્તવ્યો જણાવ્યાં છે તે તમામનું હું પાલન કરું છું. પતિ જ્યારે ઘરમાં રહેલા હોય છે ત્યારે હું પોતાનો દેહ જેટલાં મળેલાં હોય તેટલાં જ વસ્ત્રો અને અલંકારોથી સજાવેલો રાખું છું તથા હંમેશાં સાવધાન રહીને પતિદેવને પ્રિય લાગે તેવું કરવા તત્પર રહું છું.

''સાસુજીએ કુટુંબ-સંબંધિત જે જે ધર્મ મને બતાવ્યા છે તે તમામનું હું પાલન કરું છું. ભિક્ષાદાન, પૂજન, શ્રાદ્ધ, તહેવારોના દિવસોમાં મીઠાઈઓ બનાવવી, માનનીય વ્યક્તિઓનો સત્કાર કરવો અને બીજાં પણ જે જે કર્તવ્યો મારે માટે નિર્ધારિત કર્યાં છે તે બધાં જ કર્તવ્ય-કર્મોનું હું સાવધાનીપૂર્વક રાત-દિવસ આચરણ કરું છું. હું હંમેશાં વિનય અને નિયમોને તમામ પ્રકારે અપનાવીને વર્તું છું. મારા પતિ સુકોમળ ચિત્તના, સરળ સ્વભાવના, સત્યનિષ્ઠ અને સત્યધર્મનું જ પાલન કરનારા છે. મારા મંતવ્ય મુજબ તો સ્ત્રીઓનું પતિને આધીન રહેવું એ જ સનાતન ધર્મ છે, પતિ જ સ્ત્રીઓના ઈષ્ટદેવ છે અને પતિ જ સ્ત્રીઓનું આશ્રયસ્થાન છે. હું કદી પણ પોતાના પતિઓથી આગળ થઈને રહેતી નથી, તેમના કરતાં સારું ભોજન કરતી નથી. હું મારાં સાસુજી સાથે કદી પણ વાદવિવાદ કરતી નથી અને હંમેશાં મર્યાદા-પાલન કરું છું. વડીલો-વૃદ્ધોની સેવામાં વ્યસ્ત રહું છું. આને લીધે મારા પતિ મને અનુકૂળ રહે છે. વીરોનાં જનેતા, સત્યભાષિણી માતા કુન્તીની હું હંમેશાં જળ, ભોજન, વસ્ત્ર વગેરેથી સેવા કરતી રહું છું. ભોજન વગેરેમાં હું કદી પણ મારા માટે તેમના કરતાં કોઈ વિશેષતા રાખતી નથી. જે સમયે ઈન્દ્રપ્રસ્થમાં વસીને મહારાજ યુધિષ્ઠિર રાજ્યશાસન કરતા હતા તે સમયે તેમના મહેલમાં દરરોજ આઠ હજાર બ્રાહ્મણો સુવર્ણપાત્રોમાં ભોજન કરતા હતા. મહારાજ યુધિષ્ઠિર અઠ્ઠાસી હજાર ગૃહસ્થ સ્નાતકોનું ભરણપોષણ કરતા હતા અને તેમની દશ હજાર દાસીઓ હતી; પરંતુ મને તે બધાંનાં નામ, રૂપ, ભોજન,

વસ્ત્ર વગેરે તમામ વાતોનો ખ્યાલ રહેતો હતો અને હું એ વાતની પણ દેખભાળ રાખતી હતી કે કોણે શું કામ કર્યું અને કોણે કયું કામ નથી કર્યું. બુદ્ધિમાન કુન્તીપુત્ર યુધિષ્ઠિરની દશ હજાર દાસીઓ પોતાના હાથોમાં થાળ લઈને રાતદિવસ અતિથિઓને ભોજન કરાવતી હતી. તે સમયે મહારાજ યુધિષ્ઠિરની સાથે એક લાખ ઘોડા અને એક લાખ હાથી ચાલતા હતા. તે હાથી-ઘોડાઓની સંભાળ અને વ્યવસ્થા હું જ કરતી હતી તેમ જ તેમની જરૂરિયાતોની કાળજી પણ હું જ લેતી હતી. અંતઃપુરના ગોપસેવકો અને ગોવાળોથી માંડીને તમામ ચાકરોના કામકાજ ઉપર હું જ દેખરેખ રાખતી હતી.

"હે યશસ્વિની સત્યભામા! મહારાજની જે કંઈ આવક થતી હતી તથા તેમાંથી જે ખર્ચ અને બચત થતાં હતાં તે બધાના હિસાબ હું એકલી જ રાખતી હતી. બધા પાંડવો પરિવારની બધી જવાબદારી મારા માથે મૂકીને પૂજા-પાઠમાં વ્યસ્ત રહેતા હતા તથા આવતા-જતાઓની આગતા-સ્વાગતા કરતા રહેતા હતા અને ત્યારે હું બધા પ્રકારનાં સુખ ત્યજીને બધી જવાબદારી સંભાળતી હતી. મારા ધર્માત્મા પતિદેવોનો કુબેરજીના ભંડાર જેટલો જે અખૂટ ગુપ્ત ખજાનો હતો તેની માહિતી પણ મને એકલીને જ હતી. હું ભૂખ-તરસ સહી લઈને દિવસ-રાત પાંડવોની સેવામાં રત રહેતી હતી. હું હંમેશાં સૌથી પહેલાં ઊઠતી હતી અને સૌથી છેલ્લાં સૂતી હતી."

દ્રૌપદીની આ ધર્મયુક્ત વાતો સાંભળીને સત્યભામાએ તેનો આદર કરતાં કહ્યું – "હે પાંચાલી! મારી તને એક વિનંતી છે. તું મેં તને જે કંઈ કહ્યું તે બદલ માફ કરજે. સહેલીઓની તો જાણીજોઈને પણ આવી મજાક-મશ્કરીની વાતો કહેવામાં આવતી જ હોય છે."

દ્રૌપદીએ કહ્યું – "હે સત્યભામા! પતિનું ચિત્ત પોતાને અનુકૂળ કરવા માટેનો એક નિર્દોષ માર્ગ તમને બતાવું છું. જો તમે એ માર્ગે ચાલશો તો પોતાના સ્વામીનું મન પોતાની તરફ ખેંચી લેશો."

**नैतादृशं दैवतमस्ति सत्ये**
**सर्वेषु लोकेषु सदेवकेषु।**
**यथा पतिस्तस्य तु सर्वकामा**
**लभ्याः प्रसादात् कुपितश्च हन्यात्॥**

(મહાભારત : વનપર્વ - ૨૩૪/૨)

'હે સત્યભામા! સ્ત્રી માટે આ લોકમાં અથવા પરલોકમાં પતિના જેવો કોઈ બીજો દેવ નથી. પતિના પ્રસન્ન થવાથી તે બધા પ્રકારનાં સુખ પામી શકે છે અને પતિના અસંતુષ્ટ થવાથી તે પોતાનાં બધાં જ સુખોને માટીમાં મેળવી દે છે.'

"હે સાધ્વી! સાંસારિક ભોગરૂપી સુખ થકી સુખ કદી પણ મળી શકતું નથી. સુખની પ્રાપ્તિનું સાધન તો (ન્યાયયુક્ત) દુઃખોને સહન કરવું એ છે. તેથી તમે સુહૃદતા, પ્રેમ, પરિચર્યા, કાર્યકુશળતા અને જાતજાતનાં પુષ્પ-ચંદન વગેરેથી શ્રીકૃષ્ણની સેવા કરો તથા જે પ્રકારે તેઓ એવું સમજે કે 'હું તેને પ્રિય છું' તે પ્રકારનું જ તમે કામ કરો. તમારા કાનમાં જ્યારે પતિદેવનો બારણે આવવાનો પગરવ સંભળાય ત્યારે તમે આંગણે ઊભાં રહીને તેમને સત્કારવા માટે તૈયાર રહો અને જ્યારે તેઓ ઘરમાં આવી જાય ત્યારે તરત જ બેસવા માટે આસન અને પગ ધોવા માટે પાણી આપીને તેમની આગતાસ્વાગતા કરો."

**सम्प्रेषितायामथ चैव दास्या-**
**मुत्थाय सर्वं स्वयमेव कार्यम्।**
**जानातु कृष्णस्तव भावमेतं**
**सर्वात्मना मां भजतीति सत्ये॥**

(મહાભારત : વનપર્વ - ૨૩૪/૭)

'હે સત્યભામા! તમારા પતિ કોઈ કામ માટે જ્યારે દાસીને આદેશ કરે તો ત્યારે પણ તમે દાસીને તે કામ કરતી રોકીને તે બધું જ કામ તમે પોતે જ કરો. શ્રીકૃષ્ણને એવી જાણ થવી જોઈએ કે સત્યભામા

દરેક પ્રકારે - સર્વાત્મભાવે મને જ સેવે છે.'

''તમારા પતિ જો તમને કોઈ એવી વાત કહે કે જેને ગુપ્ત રાખવાની જરૂર ન હોય તોપણ તમે તે વાત કોઈને પણ ન કહો. જેઓ પતિદેવના પ્રિય, સ્નેહી અને હિતેચ્છુ હોય તેમને જાતજાતનાં ભોજન કરાવો તથા જેઓ તેમના શત્રુ, ઉપેક્ષાપાત્ર અને અહિતચિંતક હોય અથવા તેમના પ્રત્યે કપટભાવ રાખતા હોય તેવા લોકોથી હંમેશાં દૂર રહો. પ્રદ્યુમ્ન અને સામ્બ જોકે તમારા પુત્રો જ છે તોપણ એકાંતમાં તો તેમની પણ પાસે ન બેસો.

**महाकुलीनाभिरपापिकाभिः**
**स्त्रीभिः सतीभिस्तव सख्यमस्तु।**
**चण्डाश्च शौण्डाश्च महाशनाश्च**
**चौराश्च दुष्टाश्चपलाश्च वर्ज्याः॥**

(મહાભારત : વનપર્વ - ૨૩૪/૧૧)

'જેઓ અત્યંત કુળવાન, નિષ્પાપ અને સતી-સન્નારીઓ હોય તેવી સ્ત્રીઓ સાથે તમારું સખીપણું હોવું જોઈએ. ક્રૂર-કર્કશ, કંકાસણી-કજિયાખોર, ખાઉધરી, ચોરંટી, દુષ્ટ પ્રકૃતિની અને ચંચળ સ્વભાવની સ્ત્રીઓનો સંગ કરવો નહિ.'

''આ રીતે તમે તમામ રીતે પતિદેવની સેવા કરો. તેનાથી તમારા યશ અને સૌભાગ્યની વૃદ્ધિ થશે.''*

આમ, પતિવ્રતા સ્ત્રી માટે એ યોગ્ય છે કે તે પોતાના પતિની ઈચ્છા અનુસાર તમામ પ્રકારે પોતાનો શણગાર કરીને પોતાની સેવા થકી પતિને સંતુષ્ટ કરે. તેણે પતિના સુખ માટે પોતાના શરીરે હળદર અને કંકુની માલિસ કરવી જોઈએ, કેશગુંફન કરવું જોઈએ, સેંથામાં સિંદૂર પૂરવું જોઈએ, આંખોમાં કાજળ લગાવવું જોઈએ, મોંમાં તાંબૂલ રાખવું જોઈએ તથા હાથ-

* સત્યભામા અને દ્રૌપદીનો આ વાર્તાલાપ મહાભારતમાં વનપર્વના અધ્યાય ૨૩૩ અને ૨૩૪માં વિસ્તારપૂર્વક વર્ણવાયો છે. અહીં સંક્ષેપમાં આપ્યો છે. વિસ્તારથી જાણવો હોય તો મહાભારતમાં જોવો.

પગ, કાન, ગળું, મસ્તક વગેરે અંગોમાં યથાયોગ્ય આભૂષણો ધારણ કરવાં જોઈએ. પતિવ્રતા સ્ત્રીએ હંમેશાં પ્રિય, મધુર, વિનયસભર અને પ્રેમયુક્ત વાણી ઉચ્ચારવી જોઈએ તથા જે જે કામમાં પતિની અભિરુચિ જણાય તે તે કામ પતિની રુચિ, આજ્ઞા અને સંકેત અનુસાર ખૂબ વિનય, પ્રેમ અને ઉત્સાહપૂર્વક કરવાં જોઈએ. જે કામ પોતાના મનને અનુકૂળ હોય, પણ પતિના મનને પ્રતિકૂળ હોય તો તે કામ કદી પણ કરવું જોઈએ નહિ અને જે કામ પતિના મનને અનુકૂળ હોય તે કામ પોતાના મનને પ્રતિકૂળ હોવા છતાં પણ ઉત્સાહપૂર્વક કરવું જોઈએ. પતિની પ્રસન્નતામાં પોતે પ્રસન્ન રહેવું જોઈએ અને પતિ ઉદાસીન થતાં પોતે ઉદાસીન થવું જોઈએ. સંપત્તિ અને વિપત્તિમાં, સુખ અને દુઃખમાં હરહંમેશાં પતિના મન સાથે પોતાનું મન જોડીને રહેવું જોઈએ. મનુસ્મૃતિમાં શ્રીમનુ મહારાજે કહ્યું છે –

**सदा प्रहृष्टया भाव्यं गृहकार्येषु दक्षया।**
**सुसंस्कृतोपस्करया व्यये चामुक्तहस्तया॥**

(મનુસ્મૃતિ - ૫/૧૫૦)

'સ્ત્રી હંમેશાં પ્રસન્નચિત્ત, ઘરનાં કામોમાં કુશળ, ઘરની ચીજવસ્તુઓને સારી રીતે સ્વચ્છ રાખનારી અને ખર્ચ કરવામાં કરકસર કરનારી હોવી જોઈએ.'

**यस्मै दद्यात् पिता त्वेनां भ्राता वाऽनुमते पितुः।**
**तं शुश्रूषेत जीवन्तं संस्थितं च न लङ्घयेत्॥**

(મનુસ્મૃતિ - ૫/૧૫૧)

'પિતા અથવા પિતાની સંમતિથી ભાઈ, જે પુરુષ સાથે સ્ત્રીનાં લગ્ન કરાવે તે સ્ત્રીએ તે પતિની જીવનભર સેવા-શુશ્રૂષા કરવી જોઈએ તથા તે પતિનું મૃત્યુ થાય તોપણ તેની આજ્ઞાનું ઉલ્લંઘન કરવું જોઈએ નહિ.'

**विशीलः कामवृत्तो वा गुणैर्वा परिवर्जितः।**
**उपचर्यः स्त्रिया साध्व्या सततं देववत् पतिः॥**

(મનુસ્મૃતિ - ૫/૧૫૪)

'પતિ ચારિત્ર્યહીન, કામવૃત્તિનો અર્થાત્ સ્વેચ્છાચારી અથવા સદ્ગુણોને

છોડી ચૂકેલો હોય તોપણ તે, સાધ્વી સ્ત્રી માટે તો હંમેશાં દેવ-તુલ્ય પૂજનીય છે.'

**नास्ति स्त्रीणां पृथग्यज्ञो न व्रतं नाप्युपोषणम्।**
**पतिं शुश्रूषते येन तेन स्वर्गे महीयते॥**

(મનુસ્મૃતિ - ૫/૧૫૫)

'સ્ત્રીઓ માટે પતિની સેવાથી જુદો કોઈ યજ્ઞ, વ્રત અને ઉપવાસ કરવાનું વિધાન નથી; જે પાતિવ્રત્યનો આશ્રય લઈને સ્ત્રી પતિની સેવા કરે છે તેનાથી તે સ્વર્ગલોકમાં પૂજનીય બને છે.'

**पाणिग्राहस्य साध्वी स्त्री जीवतो वा मृतस्य वा।**
**पतिलोकमभीप्सन्ती नाचरेत् किञ्चिदप्रियम्॥**

(મનુસ્મૃતિ - ૫/૧૫૬)

'પરમ કલ્યાણમય પતિલોકની અભીપ્સા રાખનારી સાધ્વી સ્ત્રીએ પાણિગ્રહણ કરનારા પતિના જીવતાં અથવા તેનું મૃત્યુ થયા પછી પણ કોઈ એવું આચરણ નહિ કરવું જોઈએ કે જે તે પતિને પ્રિય ન હોય.'

શ્રીબ્રહ્મવૈવર્તપુરાણના ગણેશખંડમાં પણ પતિવ્રતા સ્ત્રીનાં લક્ષણો બતાવતાં કહ્યું છે –

**कुत्सितं पतितं मूढं दरिद्रं रोगिणं जडम्।**
**कुलजा विष्णुतुल्यं च कान्तं पश्यति संततम्॥**

(બ્રહ્મવૈવર્તપુરાણ : ગણેશખંડ - ૪૪/૧૩)

'કુળવાન પતિવ્રતા સ્ત્રી જો પોતાનો પતિ પાપી, પતિત, ગમાર, દરિદ્ર, રોગી અને જડ અર્થાત્ લાગણીહીન હોય તોપણ તેને હંમેશાં શ્રીવિષ્ણુતુલ્ય જુએ છે.'

દક્ષસ્મૃતિમાં પણ કહ્યું છે –

**अनुकूला त्ववाग्दुष्टा दक्षा साध्वी पतिव्रता।**
**एभिरेव गुणैर्युक्ता स्त्री श्रीरेव न संशयः॥**

(દક્ષસ્મૃતિ - ૪/૧૨)

'જે પતિવ્રતા, સાધ્વી, કઠોર વાણી નહિ ઉચ્ચારનારી, પતિને અનુકૂળ અને કુશળ છે તે ઉક્ત ગુણો ધરાવનારી સ્ત્રી લક્ષ્મી જ છે એમાં કોઈ સંશય નથી.'

**प्रहृष्टमनसा नित्यं स्थानमानविचक्षणा।**
**भर्तुः प्रीतिकरी या तु भार्या सा त्वितरा जरा॥**

(દક્ષસ્મૃતિ - ૪/૧૩)

'જે પતિના સ્થાન અને માનનો વિચાર કરવામાં ચતુર છે, નિત્ય પ્રસન્નચિત્ત છે, પતિને પ્રિય આચરણ કરનારી છે તે પત્ની કહેવડાવવા યોગ્ય છે; ઉક્ત ગુણો ધરાવતી નથી તે જરા (અને રાક્ષસી) છે.'

આવી પતિવ્રતા સ્ત્રીનો મહિમા કરતાં શ્રીમનુ મહારાજ કહે છે –

**पतिं या नाभिचरति मनोवाग्देहसंयता।**
**सा भर्तृलोकमाप्नोति सद्भिः साध्वीति चोच्यते॥**

(મનુસ્મૃતિ - ૫/૧૬૫)

'જે તન, મન, વચનથી સંયમિત છે અને પતિની (આજ્ઞા કે ઈચ્છા) વિરુદ્ધ વર્તન કરતી નથી તે સ્ત્રી (ભગવત્સ્વરૂપ) પતિ-લોકને પ્રાપ્ત કરે છે અને સત્પુરુષો તેને સાધ્વી કહે છે.'

**अनेन नारीवृत्तेन मनोवाग्देहसंयता।**
**इहाग्र्यां कीर्तिमाप्नोति पतिलोकं परत्र च॥**

(મનુસ્મૃતિ - ૫/૧૬૬)

'તન, મન, વચનને સંયમમાં રાખનારી સ્ત્રી આવા વર્તનથી આ લોકમાં ઉત્તમ કીર્તિ અને પરલોકમાં પતિધામને પ્રાપ્ત કરે છે.'

તેથી પતિ ભલે રોગી હોય કે નીરોગી, પાપી હોય કે પુણ્યાત્મા, મૂર્ખ હોય કે વિદ્વાન, સ્ત્રીએ પોતાના પતિની આજ્ઞાનું કદી પણ ઉલ્લંઘન કરવું જોઈએ નહિ, બલકે હંમેશાં તેને પ્રિય હોય તે કરવું જોઈએ. જે સ્ત્રી હંમેશાં પતિના મનને અનુકૂળ વર્તન કરે છે અને પતિની ઈચ્છા મુજબ તાંબૂલ પાન બનાવી આપે છે, પંખાથી હવા નાખે છે, ચરણ

ચાંપે છે, પ્રેમપૂર્ણ વાણીથી તથા આજ્ઞાપાલનથી પતિને પ્રસન્ન કરે છે તે ત્રણે ભુવનને જીતી લે છે.

## પતિવ્રતા શાંડિલી

આ વિષયમાં પતિવ્રતા શાંડિલી આદર્શ છે, કે જેણે કુષ્ઠરોગથી પીડિત પોતાના પતિની ઈશ્વર માનીને સેવા કરી હતી.

પ્રતિષ્ઠાનપુરમાં કૌશિક નામે એક બ્રાહ્મણ હતા. તેઓ પૂર્વજન્મમાં કરેલાં પાપોના કારણે કોઢના રોગથી પીડિત રહેવા લાગ્યા. આવા ઘૃણાસ્પદ રોગનો ભોગ બન્યા હોવા છતાં પણ તેમની પત્ની તેમને દેવતાની જેમ પૂજતી હતી. તે પોતાના પતિના પગોને તેલમાલિસ કરતી હતી, તેમનું શરીર દબાવી આપતી હતી, પોતાના હાથે તેમને નવડાવતી હતી, કપડાં પહેરાવતી હતી, ભોજન કરાવતી હતી તથા તેમનું થૂંક, ગળફો, ઝાડો-પેશાબ, રક્ત-પરુ વગેરે બધું જ તે પોતે ધોઈને સાફ કરતી હતી. તે તેમને મધુર વાણીથી પ્રસન્ન રાખતી હતી. આ રીતે અત્યંત વિનમ્ર ભાવથી તે હંમેશાં પોતાના સ્વામીની સેવા-પૂજા કર્યા કરતી હતી તોપણ સ્વભાવ ઘણો ક્રોધી હોવાના કારણે કૌશિક પોતાની પત્નીને ઘણુંખરું ફટકારતા જ રહેતા હતા. આમ છતાં પણ તે તેમના પગોમાં પડતી હતી અને તેમને દેવતુલ્ય માનતી હતી. જોકે તેમનું શરીર અત્યંત ઘૃણાપાત્ર હતું, તોપણ તે સાધ્વી પત્ની તેમને સૌથી શ્રેષ્ઠ માનતી હતી. એ કૌશિક બ્રાહ્મણ હરી-ફરી શકતા ન હતા, તોપણ એક દિવસે તેમણે પોતાની પત્નીને કહ્યું – 'હે ધર્મને જાણનારી! તે દિવસ મેં ઘરમાં બેઠાં-બેઠાં રસ્તા પર જતી વેશ્યાને જોઈ હતી, તેના ઘરે આજે મને લઈ જા. મને તે મેળવી આપ. તે મારા મનમાં વસી ગઈ છે.'

પોતાના કામાતુર પતિનાં આ વચન સાંભળીને તે પતિવ્રતા તેમને ખભા પર ચઢાવીને વેશ્યાના ઘર ભણી ચાલી નીકળી. જ્યારે તે રાજમાર્ગ પરથી જઈ રહી હતી ત્યારે રાત્રિના ઘોર અંધકારમાં જોઈ નહિ શકવાના કારણે કૌશિકે પોતાના પગ અડકી જતાં રસ્તામાં રહેલી શૂળીને હલાવી દીધી અને તેથી માંડવ્ય ઋષિ, કે જેઓ ચોર ન હોવા છતાં પણ ચોર હોવાની શંકાને

લીધે શૂળી પર ચડાવી દેવાયા હતા તેમને ઘણી વેદના થઈ. તેઓ ગુસ્સે થઈને બોલ્યા – 'જેણે પગથી શૂળી હલાવીને મને ભારે વેદના પહોંચાડી છે તે નરાધમ પાપી મનુષ્ય સૂર્યોદય થવા ટાણે મૃત્યુ પામશે.' આ મહાભીષણ શાપ સાંભળીને તે પતિવ્રતા સ્ત્રી દુઃખી થઈને બોલી – 'સૂર્યોદય જ નહિ થાય.' તેથી સૂર્યોદય નહિ થવાના કારણે બરાબર રાત્રિ જ રહેવા લાગી.

તેથી દેવોને ઘણો ડર લાગ્યો. તેઓ અંદરોઅંદર આ રીતે વાતો કરવા લાગ્યા – 'સૂર્યોદય નહિ થવાથી સ્વાધ્યાય, વષટ્કાર, સ્વધા (શ્રાદ્ધ) અને સ્વાહા (યજ્ઞ)થી રહિત થઈને આ આખુંયે જગત નાશ પામ્યા વગર કેમ રહેશે? દિવસ-રાતની વ્યવસ્થા નહિ રહેવાથી મહિનો, ઋતુ, અયન (ઉત્તરાયણ, દક્ષિણાયન જેવી સૂર્યની સ્થિતિ-ગતિ), વર્ષ તેમ જ સમયનું જ્ઞાન થવું જ અસંભવ છે. સૂર્યોદય નહિ થવાના કારણે સ્નાન-દાન વગેરે ક્રિયાઓ બંધ થઈ ગઈ છે તેથી આપણી તૃપ્તિ થતી નથી. મનુષ્યો જ્યારે યજ્ઞનો યથા-યોગ્ય હિસ્સો આપીને આપણને તૃપ્ત કરે છે ત્યારે આપણે ખેતીની ઊપજ માટે વરસાદ વરસાવીને તેમના ઉપર કૃપા કરીએ છીએ. એ રીતે આપણે જળવર્ષાથી મનુષ્યોને તૃપ્ત કરીએ છીએ અને મનુષ્યો હોમ-હવનથી (યજ્ઞબલિથી) આપણને તૃપ્ત કરે છે. જે દુષ્ટ મનુષ્યો લોભવશાત્ આપણો યજ્ઞભાગ આપણને આપ્યા વિના પોતે જ ખાઈ લે છે તે અપરાધી પાપીઓનો નાશ કરવા આપણે જળ, અગ્નિ, વાયુ, પૃથ્વી વગેરેને દૂષિત કરી દઈએ છીએ અને તે દૂષિત વસ્તુઓનો ઉપભોગ કરવાથી તે કુકર્મીઓના મૃત્યુ માટે ભયંકર મહામારી વગેરે રોગો ઉત્પન્ન થાય છે; જ્યારે જેઓ આપણને તૃપ્ત કરીને વધેલું અન્ન પોતાના ઉપયોગમાં લે છે તે મહાત્માઓને આપણે પુણ્યલોકનું પ્રદાન કરીએ છીએ. પરંતુ અત્યારે તો સૂર્યોદય જ નહિ થવાથી તે મનુષ્યો માટે તે બધાં પુણ્યકર્મો કરવાનું અસંભવ બની રહ્યું છે. હવે સૂર્યોદય કેવી રીતે થાય?' આ રીતે બધા દેવો પરસ્પર વાતો કરવા લાગ્યા.

દેવોની ચર્ચા સાંભળીને પ્રજાપતિ બ્રહ્માજીએ કહ્યું – 'મહર્ષિ અત્રિનાં પતિવ્રતા પત્ની તપસ્વિની અનસૂયાજી પાસે જાઓ અને સૂર્યોદયની

કામનાપૂર્તિ માટે તેમને પ્રસન્ન કરો.' પછી દેવોએ જઈને અનસૂયાજીને પ્રસન્ન કર્યાં. તેઓ બોલ્યાં – 'તમે શું ઇચ્છો છો, બોલો!' દેવોએ યાચના કરી કે, 'પહેલાંની જેમ દિવસ ઊગતો થાય.' અનસૂયાજીએ કહ્યું – 'હે દેવો! પતિવ્રતાનો પ્રભાવ કોઈ પણ રીતે ઓછો થઈ શકતો નથી; તેથી હું તે સાધ્વી સ્ત્રીને મનાવીને, સૂર્યોદય થાય એ માટે પ્રયત્ન કરીશ.'

આમ કહીને અનસૂયાદેવી તે બ્રાહ્મણી પાસે ગયાં અને ક્ષેમકુશળ પૂછ્યા પછી બોલ્યાં – 'હે કલ્યાણી! પતિની સેવા કરવાથી જ મને મહાન ફળની પ્રાપ્તિ થઈ છે તથા સમસ્ત કામનાઓ અને ફળોની પ્રાપ્તિ થવાની સાથે જ મારાં તમામ વિઘ્નો પણ દૂર થયાં છે. હે સાધ્વી! મનુષ્યે આ પાંચ ઋણ હંમેશાં ચૂકવવાં જોઈએ – પોતાના વર્ણધર્મ અનુસાર ધનસંચય કરવો; તે પ્રાપ્ત થયા પછી શાસ્ત્રવિધિ અનુસાર તે ધનનું સુપાત્રોને દાન કરવું; સચ્ચાઈ, સરળતા, તપ, દાન અને દયાથી યુક્ત રહેવું; રાગ-દ્વેષનો ત્યાગ કરવો; અને શાસ્ત્રોક્ત કર્મોનું યથાશક્તિ દરરોજ શ્રદ્ધાપૂર્વક અનુષ્ઠાન કરવું. આમ કરવાથી મનુષ્ય (સ્વર્ગાદિ) ઉત્તમ લોકોને પ્રાપ્ત કરે છે. હે પતિવ્રતા! આ રીતે મહા-કષ્ટ-ક્લેશ ઉઠાવવાથી મનુષ્યોને વિષ્ણુલોક વગેરે લોકની પ્રાપ્તિ થાય છે; પરંતુ સ્ત્રીઓ તો એકમાત્ર પતિસેવા કરવાથી જ, દુઃખ વેઠીને પુરુષોએ ઉપાર્જિત કરેલા પુણ્યનો અડધો ભાગ પ્રાપ્ત કરી લે છે. સ્ત્રીઓ માટે પતિસેવા સિવાય યજ્ઞ, શ્રાદ્ધ અથવા વ્રત-ઉપવાસનું કોઈ વિધાન નથી. તેઓ તો પતિની સેવા કરવા માત્રથી જ તે અભીષ્ટ (વિષ્ણુલોક વગેરે) લોકોને પ્રાપ્ત કરી લે છે. તેથી હે મહાભાગ્યવતી! તારે હંમેશાં પતિની સેવામાં જ મન લગાડવું જોઈએ; કારણ કે સ્ત્રીઓ માટે પતિ જ પરમગતિ છે.'*

---

* **नास्ति स्त्रीणां पृथग्यज्ञो न श्राद्धं नाप्युपोषितम्।**
**भर्तृशुश्रूषयैवैतान् लोकानिष्टान् व्रजन्ति हि॥**
**तस्मात् साध्वि महाभागे पतिशुश्रूषणं प्रति।**
**त्वया मतिः सदा कार्या यतो भर्ता परा गतिः॥**

(માર્કંડેયપુરાણ - ૧૬/૬૧-૬૨)

અનસૂયાજીનાં વચન સાંભળીને પતિવ્રતા બ્રાહ્મણીએ ઘણા આદર સાથે તેમનું પૂજન કર્યું અને કહ્યું – 'સ્વભાવથી જ સૌનું કલ્યાણ કરનારાં દેવી! તમે જાતે અહીં પધારીને પતિસેવામાં પુનઃ મારી શ્રદ્ધા વધારી રહ્યાં છો, તેથી હું ધન્ય બની ગઈ. આ તમારી મારા ઉપર ઘણી મોટી કૃપા છે. તેથી દેવોએ પણ અહીં આવીને આજે મારા ઉપર કૃપાદૃષ્ટિ કરી છે. હું જાણું છું કે સ્ત્રીઓ માટે પતિ સમાન બીજી કોઈ ગતિ નથી. હે યશસ્વિની! પતિની કૃપાથી જ સ્ત્રી આ લોકમાં અને પરલોકમાં પણ પરમ સુખ પામે છે; કારણ કે પતિ જ સ્ત્રીના દેવ છે. હે મહાભાગ્યવતી! આજે તમે મારે ત્યાં પધાર્યાં છો, તો મારે લાયક અથવા આ મારા પતિને લાયક આપનું જે કંઈ પણ કામ હોય તો જણાવવાની કૃપા કરો.'

અનસૂયાજી બોલ્યાં – 'હે દેવી! તારા કહેવાથી દિવસ અને રાત્રિની વ્યવસ્થા લોપ થઈ જવાના કારણે શુભ કર્મોનું અનુષ્ઠાન બંધ થઈ ગયું છે, તેથી આ ઇન્દ્ર વગેરે દેવો દુઃખી થઈને મારી પાસે આવ્યા છે અને મને પ્રાર્થના કરે છે કે પહેલાંની જેમ દિવસ અને રાત્રિની વ્યવસ્થા નિરંતર ચાલતી રહે. હું તે માટે જ તારી પાસે આવી છું. મારી આ વાત સાંભળ. હે દેવી! સૂર્યોદય નહિ થવાથી યજ્ઞ વગેરે તમામ સત્કર્મોનો લોપ થશે અને તેમનો લોપ થવાથી દેવોની પુષ્ટિ નહિ થાય, કે જેથી વૃષ્ટિ થવામાં અવરોધ થશે અને તે કારણે આ સંસારનો જ નાશ થઈ જશે. તેથી તું બધાં લોકો પર દયા કર, કે જેથી પહેલાંની જેમ સૂર્યોદય થાય.'

બ્રાહ્મણીએ કહ્યું – 'હે મહાભાગ્યવતી! માંડવ્ય ઋષિએ અત્યંત ક્રોધે ભરાઈને મારા ઈશ્વરતુલ્ય પતિને શાપ આપ્યો છે કે તું સૂર્યોદય થતાં જ મૃત્યુ પામીશ.' અનસૂયાજી બોલ્યાં – 'જો તારી ઇચ્છા હોય તો, હું તારા પતિને પહેલાંની જેમ શરીરધારી અને નવી નીરોગ અવસ્થાનો કરી દઈશ. મારે પતિવ્રતા સ્ત્રીઓના માહાત્મ્યનો સર્વથા આદર કરવો

છે, તેથી જ તને મનાવું છું.'

બ્રાહ્મણીએ 'તથાસ્તુ' કહીને વાત સ્વીકારી લીધી, પછી અનસૂયાજીએ હાથમાં અર્ધ્ય લઈને સૂર્યદેવનું આવાહન કર્યું. તે સમયે દસ દિવસોના જેટલી રાત વીતી ચૂકી હતી. ત્યારબાદ ભગવાન સૂર્યદેવનો ઉદય થયો. સૂર્યોદયના પ્રગટ થતાં જ બ્રાહ્મણીના પતિ નિષ્પ્રાણ થઈને ધરતી પર ઢળી પડ્યા, પરંતુ તેમની પત્નીએ તેમને ઢળી પડતી વેળાએ ઝીલી લીધા.

અનસૂયાજી બોલ્યાં – 'તું શોક કરતી નહિ. પતિસેવાથી મને જે તપોબળ પ્રાપ્ત થયેલું છે તેને તું હમણાં જોઈશ.' પછી તેઓ બોલ્યાં – 'મેં રૂપ, શીલ, બુદ્ધિ, મધુર વાણી વગેરે સદ્ગુણોમાં પોતાના પતિના જેવો બીજો કોઈ પણ પુરુષ કદી પણ જોયો નથી, તો તે સત્યના પ્રભાવે આ બ્રાહ્મણ રોગમુક્ત થઈને ફરીથી યુવાન થઈ જાય અને તે પોતાની પત્ની સાથે સો વર્ષ સુધી જીવે.'

અનસૂયાદેવીના આટલા કથનથી જ તે બ્રાહ્મણ પોતાના તેજ થકી તે લોકને પ્રકાશિત કરતો, રોગમુક્ત થઈને, યુવાન શરીર સાથે જીવતો થઈને ઊભો થયો, જાણે કે વૃદ્ધાવસ્થા-રહિત દેવ ન હોય! તે પછી દેવોનાં દુંદુભિ વગેરે વાદ્યોનો નાદ થયો અને તે સાથે ત્યાં પુષ્પવર્ષા થવા લાગી. દેવોને ઘણો આનંદ થયો અને તેઓ અનસૂયાદેવીને કહેવા લાગ્યા – 'તમે દેવોનું ઘણું મોટું કામ કર્યું છે, તેથી પ્રસન્ન થયેલા દેવો તમને વરદાન આપવા માગે છે. તમે કોઈ વરદાન માગો.' અનસૂયાજી બોલ્યાં – 'જો બ્રહ્મા વગેરે દેવો મારા પર પ્રસન્ન થઈને વરદાન આપવા ઇચ્છે છે તો મારી એ જ ઇચ્છા છે કે બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ મારા પુત્રોના રૂપમાં પ્રગટ થાય અને પોતાના પતિ સાથે હું એવો સંયોગ પામું કે જે તમામ ક્લેશોમાંથી મુક્તિ આપનારો છે.'

આ સાંભળીને બ્રહ્મા, વિષ્ણુ, મહેશ વગેરે દેવોએ 'એમ થાઓ' કહ્યું અને તપસ્વિની અનસૂયાનું સમ્માન કરીને તે બધા દેવો પોતપોતાના ધામમાં ગયા.

ત્યારબાદ ઘણો સમય વીત્યા પછી અનસૂયાને ત્રણ પુત્રો થયા - બ્રહ્માના અંશથી ચંદ્રમા, વિષ્ણુના અંશથી દત્તાત્રેય અને શંકરના અંશથી દુર્વાસા થયા.*

## ભગવાન શ્રીકૃષ્ણનો ઉપદેશ

તેથી સ્ત્રીઓએ પાતિવ્રત્ય ધર્મ પાળવામાં વિશેષ ધ્યાન આપવું જોઈએ. પતિવ્રતા સ્ત્રીઓનો ધર્મ શો છે એ વિશે શ્રીબ્રહ્મવૈવર્તપુરાણમાં ભગવાન શ્રીકૃષ્ણે શ્રીનંદજીને જે વાતો બતાવી છે તે ઘણી મહત્ત્વની છે. ભગવાન કહે છે –

**पतिव्रतानां यो धर्मस्तं निबोध व्रजेश्वर।**
**नित्यं तु भर्तर्यौत्सुक्यात् तत्पादोदकमीप्सितम्॥**
**भक्तिभावेन सततं भोक्तव्यं तदनुज्ञया।**

(બ્રહ્મવૈવર્તપુરાણ : શ્રીકૃષ્ણજન્મખંડ - ૮૩/૧૧૧-૧૧૨ : પૂર્વાર્ધ)

'હે વ્રજેશ્વર! પતિવ્રતા સ્ત્રીઓનો જે ધર્મ છે તે તમે મારી પાસેથી સાંભળો. પતિવ્રતા સ્ત્રીએ પતિસેવામાં ઉત્સાહ રાખીને પતિદેવની આજ્ઞાથી દરરોજ નિરંતર ભક્તિપૂર્વક તેમનું ચરણામૃત પીવું જોઈએ કે જે સ્ત્રીઓ માટે હંમેશાં ઇચ્છનીય કર્તવ્ય છે.'

**व्रतं तपस्यां देवार्चां परित्यज्य प्रयत्नतः॥**
**कुर्याच्चरणसेवां च स्तवनं परितोषणम्।**
**तदाज्ञारहितं कर्म न कुर्याद् वैरतः सती॥**

(બ્રહ્મવૈવર્તપુરાણ : શ્રીકૃષ્ણજન્મખંડ - ૮૩/૧૧૨ : ઉત્તરાર્ધ-૧૧૩)

'વ્રત, તપ, દેવપૂજા વગેરે કાર્યો છોડીને પહેલાં પોતાના પતિના ચરણોની સેવા સાવધાની સાથે પ્રયત્નપૂર્વક કરવી જોઈએ તથા તેમની સ્તુતિ કરીને તેમને સંતુષ્ટ કરવા જોઈએ. સતી સ્ત્રીએ મનની મલિનતાના કારણે પતિની આજ્ઞાથી વિપરીત કોઈ પણ કાર્ય કરવું જોઈએ નહિ.'

* પતિવ્રતા બ્રાહ્મણીની આ કથા માર્કંડેયપુરાણમાં છે. અહીં તે સંક્ષેપમાં આપી છે. વિસ્તારપૂર્વક જાણવા ઇચ્છનારાઓએ તે ગ્રંથ વાંચવો જોઈએ.

**नारायणात् परं कान्तं ध्यायते सततं सती।**
**परपुंसां मुखं चैव सुवेषपुरुषं परम्॥**
**यात्रामहोत्सवं नृत्यं नर्तनं गायनं व्रज।**
**परक्रीडां च सततं न हि पश्यति सुव्रता॥**

(બ્રહ્મવૈવર્તપુરાણ : શ્રીકૃષ્ણજન્મખંડ - ૮૩/૧૧૪-૧૧૫)

'સાધ્વી સ્ત્રી પોતાના પતિને ભગવાન શ્રીનારાયણ કરતાં પણ ઉત્તમ માનીને હંમેશાં તેમનું ધ્યાન કરે છે; પરપુરુષોનું મુખ જોતી નથી તથા કપડાં-ઘરેણાંથી સુસજ્જ પરપુરુષ તરફ તો કદી પણ જોતી નથી. પતિવ્રતા સ્ત્રી યાત્રા કે વરઘોડાને, બીજા મોટા-મોટા મહોત્સવોને તથા નાચ-ગાન વગેરે મનોરંજક કાર્યક્રમોને તેમ જ બીજાઓની વિલાસ-ક્રીડાને કદી પણ જોતી નથી.'

**यद् भक्ष्यं स्वामिनो नित्यं तदेवमपि योषिताम्।**
**न हि त्यजेत् तु तत्सङ्गं क्षणमेव च सुव्रता॥**

(બ્રહ્મવૈવર્તપુરાણ : શ્રીકૃષ્ણજન્મખંડ - ૮૩/૧૧૬)

'પોતાના પતિ જે ભોજન કરે છે તે જ ભોજન સ્ત્રીઓ માટે પણ હંમેશાં શ્રેષ્ઠ હોય છે. પતિવ્રતા સ્ત્રીએ પોતાના પતિનો સંગ એક ક્ષણ માટે પણ ત્યજવો જોઈએ નહિ.'

**उत्तरे नोत्तरं दद्यात् स्वामिनश्च पतिव्रता।**
**न कोपं कुरुते शुद्धा ताडिता चापि कोपिता॥**

(બ્રહ્મવૈવર્તપુરાણ : શ્રીકૃષ્ણજન્મખંડ - ૮૩/૧૧૭)

'પતિવ્રતા સ્ત્રીએ પોતાના પતિને વળતો જવાબ આપવો જોઈએ નહિ. તે શુદ્ધ અર્થાત્ નિર્દોષ હોય છતાં પતિ તેને લડે તોપણ તેણે પતિના ક્રોધ સામે ક્રોધ કરવો જોઈએ નહિ.'

**क्षुधितं भोजयेत् कान्तं दद्यात् पानं च भोजनम्।**
**न बोधयेत् तं निद्रालुं प्रेरयेन्नैव कर्मसु॥**

(બ્રહ્મવૈવર્તપુરાણ : શ્રીકૃષ્ણજન્મખંડ - ૮૩/૧૧૮)

'પતિ ભૂખ્યા થાય ત્યારે ભોજન કરાવવું જોઈએ અને ખાવા-પીવાનું આદરપૂર્વક પીરસવું જોઈએ. ઊંઘેલા પતિને જગાડવા જોઈએ નહિ અને તેમને કોઈ કાર્ય કરવા માટે પ્રેરિત પણ કરવા જોઈએ નહિ.'

**पुत्राणां च शतगुणं स्नेहं कुर्यात् पतिं सती।**
**पतिर्बन्धुर्गतिर्भर्ता दैवतं कुलयोषितः॥**

(બ્રહ્મવૈવર્તપુરાણ : શ્રીકૃષ્ણજન્મખંડ - ૮૩/૧૧૯)

'સતી સ્ત્રીએ પોતાના પુત્રો કરતાં સો ગણો પ્રેમ પતિને કરવો જોઈએ. કુળવાન સ્ત્રીઓ માટે પતિ જ મિત્ર છે, પતિ જ ગતિ છે અને પતિ જ દેવ છે.'

**शुभं दृष्ट्वा सुधातुल्यं कान्तं पश्यति सुन्दरी।**
**सस्मितं वदनं कृत्वा भक्तिभावेन यत्नतः॥**

(બ્રહ્મવૈવર્તપુરાણ : શ્રીકૃષ્ણજન્મખંડ - ૮૩/૧૨૦)

'સુંદર સ્ત્રી સાવધાનીપૂર્વક ભક્તિભાવ સાથે મુખ હસતું રાખીને પતિનું મંગળ જુએ છે અને પતિને અમૃતતુલ્ય માનીને તેમને નિહાળ્યા કરે છે.'

ભગવાન શ્રીકૃષ્ણ શ્રીનંદરાયજીને સ્ત્રીઓ માટેના આદર્શ સદાચાર જણાવતાં કહે છે –

**सा शुद्धा प्रातरुत्थाय नमस्कृत्य पतिं सुरम्।**
**प्राङ्गणे मङ्गलं दद्याद् गोमयेन जलेन च॥**
**गृहकृत्यं च कृत्वा च स्नात्वाऽऽगत्य गृहं सती।**
**सुरं विप्रं पतिं नत्वा पूजयेद् गृहदेवताम्॥**
**गृहकृत्यं सुनिर्वर्त्य भोजयित्वा पतिं सती।**
**अतिथिं पूजयित्वा च स्वयं भुङ्क्ते सुखं सती॥**

(બ્રહ્મવૈવર્તપુરાણ : શ્રીકૃષ્ણજન્મખંડ - ૮૪/૧૫-૧૭)

'સતી સ્ત્રીએ સવારે ઊઠીને હાથ-મોં ધોઈને પતિ તથા ઈષ્ટદેવને પ્રણામ કરીને, પોતાનું આંગણું પાણીથી ધોઈને અને છાણથી લીંપીને

માંગલિક વસ્તુઓથી શોભાવવું કરવું જોઈએ. પછી ઘરનું કામકાજ કરીને, સ્નાન કરીને ઘરમાં આવ્યા પછી દેવ, બ્રાહ્મણ અને પતિને નમસ્કાર કરીને ગૃહદેવતાઓની પૂજા કરવી જોઈએ. તે પછી ઘરનું કામ સારી રીતે કરીને પતિને ભોજન કરાવીને, અતિથિ-પૂજન કર્યા પછી પોતે પણ સુખેથી ભોજન કરવું જોઈએ.'

## યમરાજનો ઉપદેશ

વારાહપુરાણમાં યમરાજ પતિવ્રતા સ્ત્રીનો પ્રભાવ જણાવતાં નારદમુનિને કહે છે –

**एकदृष्टिरेकमना भर्तुर्वचनकारिणी।**
**तस्या बिभीमहे सर्वे ये तथान्ये तपोधन॥**

(વારાહપુરાણ - ૨૦૯/૬)

'હે તપોધન નારદજી! જે પતિવ્રતા સ્ત્રી એકમાત્ર પતિમાં જ દૃષ્ટિ અને મન પરોવેલાં રાખે છે તથા પતિની આજ્ઞાનું પાલન કરે છે તેનાથી અમે (યમરાજ) તથા અન્ય જે કોઈ દેવો છે તે બધા જ ડરતા રહીએ છીએ.'

**देवानामपि सा साध्वी पूज्या परमशोभना।**
**भर्त्रा चाभिहिता यापि न प्रत्याख्यायिनी भवेत्॥**

(વારાહપુરાણ - ૨૦૯/૭)

'જે સ્ત્રી પોતાના પતિ દ્વારા અપમાનિત કરવામાં આવે તોપણ તેમને વળતો જવાબ આપતી નથી તે પરમ શોભનીય પતિવ્રતા સાધ્વી દેવો માટે પણ પૂજાપાત્ર છે.'

**एवं या तु भवेन्नित्यं भर्तुः प्रियहिते रता॥**
**अनुवेष्टनभावेन भर्त्तारमनुगच्छति।**
**सा तु मृत्युमुखद्वारं न गच्छेद् ब्रह्मसम्भव॥**

(વારાહપુરાણ - ૨૦૯/૯ : ઉત્તરાર્ધ-૧૦)

'આ રીતે જે દરરોજ પતિના પ્રિય કાર્યમાં અને તેના હિતમાં વ્યસ્ત

રહે છે તથા તેમની સેવિકાના ભાવથી પતિની પાછળ પાછળ ચાલે છે તે સ્ત્રી, હે બ્રહ્મપુત્ર! યમરાજના મુખદ્વારે જતી નથી.'

**एष माता पिता बन्धुरेष मे दैवतं परम्।**
**एवं शुश्रूषते या तु सा मां विजयते सदा॥**

(વારાહપુરાણ - ૨૦૯/૧૧)

'આ પતિદેવ જ મારાં માતા, પિતા, બંધુ છે, એ જ મારા પરમદેવ છે એવું સમજીને જે સ્ત્રી પોતાના પતિની સેવા કરે છે તે હંમેશાં મને (યમરાજને) જીતી લે છે.'

**पतिव्रता तु या साध्वी तस्यां चाहं कृताञ्जलिः।**
**भर्त्तारमनुध्यायन्ती भर्त्तारमनुगच्छती॥**
**भर्त्तारमनुशोचन्ती मृत्युद्वारं न पश्यति।**

(વારાહપુરાણ - ૨૦૯/૧૨-૧૩ : પૂર્વાર્ધ)

'જે સાધ્વી પતિવ્રતા સ્ત્રી છે તેની આગળ હું હાથ જોડીને ઊભો રહું છું. જે પોતાના પતિનું જ ધ્યાન કરે છે અને પતિનું જ અનુસરણ કરે છે, પતિના હિતની ચિંતા કરતી રહે છે તે સ્ત્રી યમરાજનું બારણું જોતી નથી.'

**स्नान्ती च तिष्ठती वापि कुर्वन्ती वा प्रसाधनम्॥**
**नान्यं या मनसा पश्येन्मृत्युद्वारं न पश्यति।**

(વારાહપુરાણ - ૨૦૯/૧૪ : ઉત્તરાર્ધ-૧૫ : પૂર્વાર્ધ)

'જે સ્નાન કરતાં, ઊભી રહેતાં, શૃંગાર કરતાં-કરતાં પોતાના પતિ સિવાય અન્ય કોઈના પણ પ્રત્યે મનથી પણ જોતી નથી તે સ્ત્રી યમરાજનું બારણું જોતી નથી.'

**चक्षुर्देहश्च भावश्च यस्या नित्यं सुसंवृतम्॥**
**शौचाचारसमायुक्ता सापि मृत्युं न पश्यति।**

(વારાહપુરાણ - ૨૦૯/૧૭ : ઉત્તરાર્ધ-૧૮ : પૂર્વાર્ધ)

'જેની આંખો, શરીર અને ભાવ હંમેશાં સારી રીતે ઢંકાયેલાં રહે

છે, જે શૌચાચાર-યુક્ત હોય છે તે સ્ત્રી પણ યમરાજનાં દર્શન કરતી નથી.'

**भर्तुर्मुखं प्रपश्येद् या भर्तुश्चित्तानुसारिणी॥**
**वर्तते च हिते भर्तुर्मृत्युद्वारं न पश्यति।**

(વારાહપુરાણ - ૨૦૯/૧૮ : ઉત્તરાર્ધ-૧૯ : પૂર્વાર્ધ)

'જે સ્ત્રી પતિનું મુખ નિહાળ્યા કરે છે, પતિની ઈચ્છાનું અનુસરણ કરે છે અને પતિના હિતમાં વર્તે છે તે સ્ત્રી યમરાજનું બારણું જોતી નથી.'

## પતિવ્રતા સતીનો મહિમા

પતિવ્રતા સ્ત્રીના પાતિવ્રત્યના પ્રભાવને લીધે તેને તથા તેના પતિને પણ મૃત્યુનો ભય રહેતો નથી. તેના તેજથી તમામ દેવો ભય સેવે છે. પતિવ્રતાની શક્તિ ઘણી વિલક્ષણ હોય છે. ભગવાન શ્રીકૃષ્ણ નંદરાયજીને કહે છે –

**नास्ति तेषां कर्मभोगः सतीनां व्रततेजसाम्।**
**तया सार्धं च निष्कर्मी मोदते हरिमन्दिरे॥**

(બ્રહ્મવૈવર્તપુરાણ : શ્રીકૃષ્ણજન્મખંડ - ૮૩/૧૨૨)

'પાતિવ્રત્યના તેજથી વિભૂષિત તે સતી સ્ત્રીઓ માટે કર્મોનાં ફળ ભોગવવાં બાકી રહેતાં નથી. એટલું જ નહિ, તેમના પતિ પણ કર્મસંસ્કાર-રહિત થઈને પોતાની પત્ની સાથે ભગવાનના પરમધામમાં આનંદ કરે છે.'

**पृथिव्यां यानि तीर्थानि सतीपादेषु तान्यपि।**
**तेजश्च सर्वदेवानां मुनीनां च सतीषु च॥**

(બ્રહ્મવૈવર્તપુરાણ : શ્રીકૃષ્ણજન્મખંડ - ૮૩/૧૨૩)

'પૃથ્વી પર જેટલાં પણ તીર્થ છે તે બધાં જ સતી સ્ત્રીઓના ચરણોમાં વિદ્યમાન છે અને સમસ્ત દેવો અને મુનિઓનું તેજ પણ સતી સ્ત્રીઓમાં વિદ્યમાન હોય છે.'

**तपस्विनां तपः सर्वं व्रतिनां यत् फलं व्रज।**
**दाने फलं यद् दातॄणां तत् सर्वं तासु संततम्॥**

(બ્રહ્મવૈવર્તપુરાણ : શ્રીકૃષ્ણજન્મખંડ - ૮૩/૧૨૪)

'હે વ્રજરાય! તપસ્વીઓનું સમસ્ત તપ, વ્રત કરનારાઓનું સમસ્ત વ્રત-ફળ તથા દાતાઓનું દાન કરવાનું જે ફળ મળે છે તે બધું જ તે પતિવ્રતા સ્ત્રીઓને મળે છે.'

**स्वयं नारायणः शम्भुर्विधाता जगतामपि।**
**सुराः सर्वे च मुनयो भीतास्ताभ्यश्च संततम्॥**

(બ્રહ્મવૈવર્તપુરાણ : શ્રીકૃષ્ણજન્મખંડ - ૮૩/૧૨૫)

'સ્વયં નારાયણ, વિશ્વવિધાતા બ્રહ્મા અને ભગવાન શિવ તથા તમામ દેવો અને મુનિઓ (પતિવ્રતાઓનું અપ્રિય કરવામાં) હંમેશાં તે પતિવ્રતાઓથી ડરતા રહે છે.'

**सतीनां पादरजसा सद्यः पूता वसुन्धरा।**
**पतिव्रतां नमस्कृत्वा मुच्यते पातकान्नरः॥**

(બ્રહ્મવૈવર્તપુરાણ : શ્રીકૃષ્ણજન્મખંડ - ૮૩/૧૨૬)

'સતી સ્ત્રીઓની ચરણરજથી પૃથ્વી તત્કાળ પવિત્ર થઈ જાય છે; (પાપી) મનુષ્ય પતિવ્રતા સ્ત્રીને પ્રણામ કરીને પાપોમાંથી છૂટી જાય છે.'

**सतीनां पतिः साधुः पुत्रो निश्शङ्क एव च।**
**न हि तस्य भयं किञ्चिद् देवेभ्यश्च यमादपि॥**

(બ્રહ્મવૈવર્તપુરાણ : શ્રીકૃષ્ણજન્મખંડ - ૮૩/૧૨૮)

'સતી સ્ત્રીઓના પતિ સાધુ-પ્રકૃતિના થઈ જાય છે અને તેમના પુત્રો તો એવા નિર્ભય બની જાય છે કે તેમને દેવોનો કે સ્વયં યમરાજનો પણ કોઈ ભય રહેતો નથી.'

આ વિશે પતિવ્રતા સાવિત્રીનું આખ્યાન જાણીતું જ છે. તેથી તે આખ્યાનનું વિશદ અધ્યયન કરવું જોઈએ.

## પતિવ્રતા સાવિત્રી

મદ્રદેશમાં અશ્વપતિ નામના એક ઘણા જ ધાર્મિક અને બ્રાહ્મણોનો આદર કરનારા રાજા હતા. તેઓ અત્યંત, ઉદારહૃદય, સત્યનિષ્ઠ, જિતેન્દ્રિય, દાતા, કાર્યકુશળ, નગરજનો અને દેશવાસીઓના પ્રિય, સમસ્ત

પ્રાણીઓના હિતમાં રત રહેનારા અને ક્ષમાશીલ હતા. તેમણે સાવિત્રીદેવીની ઉપાસના કરી અને ભગવતી સાવિત્રીની કૃપાથી તેમને ત્યાં એક પુત્રી જન્મી, જેનું નામ બ્રાહ્મણોએ અને રાજાએ 'સાવિત્રી' રાખ્યું. સાવિત્રીને યુવતી થયેલી જોઈને, તેના ગુણોને અનુરૂપ વર શોધવા છતાં કોઈ જ મળ્યો નહિ ત્યારે રાજા અશ્વપતિએ એક દિવસે સાવિત્રીને કહ્યું – "બેટી! તું પોતાને લાયક વર પોતાની જાતે જ ખોળી લે; કારણ કે ધર્મશાસ્ત્રની આજ્ઞા છે કે 'લગ્નલાયક થવા છતાં જે પિતા પુત્રીનું કન્યાદાન કરતો નથી તે પિતા નિંદનીય છે અને પતિનું મૃત્યુ થયા પછી વિધવા થયેલી માતાની સેવા અને તેનું પાલન જે પુત્ર કરતો નથી તે પુત્ર નિંદનીય છે.' તેથી તું સત્વરે વર ખોળી લે." પુત્રીને આ પ્રમાણે કહીને તેમણે પોતાના વયોવૃદ્ધ મંત્રીઓને આજ્ઞા આપી કે 'તમે બધા સેના લઈને સાવિત્રીની સાથે જાઓ.'

તપસ્વિની સાવિત્રીએ થોડોક સંકોચ પામીને પિતાની આજ્ઞા માથે ચડાવી અને તેમના ચરણોમાં નમસ્કાર કરીને સોનાના રથમાં સવાર થઈને વડીલ મંત્રીઓને સાથે લઈને વર ખોળવા ચાલી નીકળી. તે રાજર્ષિઓના રમણીય તપોવનોમાં ગઈ અને તે માનનીય વૃદ્ધજનોના ચરણોની વંદના કરીને, પછી તો ક્રમાનુસાર બધાં વનોમાં વિહરવા લાગી.

એક દિવસે અશ્વપતિ પોતાની રાજસભામાં બેસીને દેવર્ષિ નારદ સાથે વાતો કરી રહ્યા હતા, તે જ સમયે મંત્રીઓ સાથે તમામ તીર્થોમાં વિચરણ કરી ચૂકેલી સાવિત્રી પોતાના પિતાના ઘરે આવી પહોંચી. તેણે પિતાજીને તથા નારદજીને પણ પ્રણામ કર્યા. તેને જોઈને નારદજીએ પૂછ્યું – 'હે રાજન્! આ કન્યા યુવતી થઈ છે, છતાં પણ તમે તેનાં લગ્ન કેમ નથી કરતા?' અશ્વપતિએ કહ્યું – 'મેં તેને વર ખોળવા માટે જ મોકલી હતી અને તે હમણાં જ પાછી આવી છે. તમે તેને પૂછો કે તેણે કોને શોધી કાઢ્યો છે.' પછી, 'તું પોતાનો વૃત્તાંત કહી

સંભળાવ' એવું પિતાના કહેવાથી સાવિત્રીએ કહ્યું – 'શાલ્વદેશના રાજા દ્યુમત્સેન પોતાનું રાજ્ય છીનવી લેવાતાં વનમાં તપ કરી રહ્યા છે, તેમના કુમાર સત્યવાન મારા અનુરૂપ છે અને મેં મનથી તેમને પતિ તરીકે વરી લીધા છે.'

રાજાએ નારદજીને પૂછ્યું – 'રાજકુમાર સત્યવાન શું તેજસ્વી, બુદ્ધિમાન, ક્ષમાશીલ અને શૂરવીર તો છે ને?' નારદજી બોલ્યા – 'દ્યુમત્સેનનો તે પુત્ર સૂર્ય સમાન તેજસ્વી, બૃહસ્પતિ સમાન બુદ્ધિમાન, ઇન્દ્ર સમાન વીર, પૃથ્વી સમાન ક્ષમાશીલ, રંતિદેવ સમાન દાની, ઉશીનર-પુત્ર શિબિ સમાન શરણાગત-રક્ષક, બ્રાહ્મણસેવી અને સત્યવાદી, યયાતિ સમાન ઉદાર, ચંદ્રમા સમાન પ્રિયદર્શન અને અશ્વિનીકુમારો સમાન અદ્વિતીય રૂપવાન છે. તે જિતેન્દ્રિય, મૃદુ-સ્વભાવનો, શૂરવીર, મિલનસાર, ઈર્ષ્યાહીન, લજ્જાશીલ અને તેજસ્વી છે.' અશ્વપતિએ કહ્યું – 'તમે તેને સર્વગુણસંપન્ન જણાવો છો, પણ જો તેનામાં કોઈ દોષ હોય તો તે પણ જણાવો.' નારદજી બોલ્યા – 'તેનામાં એક દોષ છે, કે જેનાથી તેના તમામ ગુણો દબાઈ ગયા છે. તે દોષ એ છે કે આજથી બરાબર એક વર્ષ વીતી જતાં તે સત્યવાન દેહ છોડી જશે.'

હવે રાજાએ સાવિત્રીને કહ્યું – 'બેટી! તું ફરીવાર જઈને કોઈ બીજા વરની ખોજ કર.' આ સાંભળીને સાવિત્રી બોલી – 'પિતાજી! ભાઈઓના ભાગની વહેંચણી એક જ વાર થાય છે, કન્યાદાન પણ એક જ વાર કરવામાં આવે છે અને 'મેં આપ્યું' એવો સંકલ્પ પણ એક જ વાર થાય છે. આ ત્રણે બાબતો માત્ર એક જ વાર થતી હોય છે. હવે તો, જેમને મેં એક વાર વરી લીધા તેઓ દીર્ઘાયુ હોય કે અલ્પાયુ, ગુણવાન હોય કે ગુણહીન - તેઓ જ મારા પતિ હશે; કોઈ અન્ય પુરુષને હું વરી શકું નહિ. પહેલાં મનથી નિશ્ચય થતો હોય છે અને પછી વાણીથી તે વ્યક્ત થતો હોય છે અને પછી તેને કાર્યાન્વિત કરવામાં

આવે છે. તેથી આ બાબતમાં મારા માટે મારું મન જ પ્રમાણ છે.'*

નારદજી બોલ્યા – 'હે રાજન્! સાવિત્રીની બુદ્ધિ નિશ્ચયાત્મક છે, તેને કોઈ પણ રીતે ધર્મ-વિચલિત કરી શકાશે નહિ. તેથી સત્યવાનની સાથે લગ્ન કરાવી લેવાં એ જ બરાબર લાગે છે.' આમ કહીને નારદજી વિદાય થયા.

નારદજીની આજ્ઞા માની લઈને રાજા અશ્વપતિ લગ્નસંબંધિત સામગ્રી તથા બ્રાહ્મણોને સાથે લઈને પોતાની પુત્રી સહિત રાજા દ્યુમત્સેનના આશ્રમમાં ગયા. ત્યાં તેમણે નેત્રહીન રાજા દ્યુમત્સેનને સાલવૃક્ષની નીચે દર્ભાસન ઉપર બેઠેલા જોયા. અશ્વપતિએ તેમની યથાયોગ્ય પૂજા કરી અને વિનમ્ર વાણીથી પોતાનો પરિચય આપ્યો. રાજા દ્યુમત્સેને અર્ઘ્ય, આસન વગેરે આપીને રાજા અશ્વપતિનું સ્વાગત કર્યું અને પછી પૂછ્યું – 'કહો, શા નિમિત્તે પધારવાની કૃપા કરી?' હવે, અશ્વપતિએ કહ્યું – 'હે રાજર્ષિ! મારી સાવિત્રી નામે આ રૂપવતી પુત્રી છે, તેનો તમે ધર્મવિધિ અનુસાર તમારી પુત્રવધૂ તરીકે સ્વીકાર કરો.'

દ્યુમત્સેને કહ્યું – 'અમે રાજ્યભ્રષ્ટ થઈ ચૂક્યા છીએ અને અહીં વનમાં વસીને સંયમપૂર્વક તપસ્વીજીવન વિતાવી રહ્યા છીએ. તમારી પુત્રી તો આ બધું કષ્ટ સહન કરવાને પાત્ર નથી.' અશ્વપતિ બોલ્યા – 'હે રાજન્! સુખ અને દુઃખ તો આવે છે ને જાય છે, એ વાત હું અને મારી પુત્રી બંનેય જાણીએ છીએ. હું તો બધી રીતે નિશ્ચય કરીને જ તમારી પાસે આવ્યો છું.'

---

* **सकृदंशो निपतति सकृत् कन्या प्रदीयते।**
**सकृदाह ददानीति त्रीण्येतानि सकृत् सकृत्॥**
**दीर्घायुरथवाल्पायुः सगुणो निर्गुणोऽपि वा।**
**सकृद् वृतो मया भर्ता न द्वितीयं वृणोम्यहम्॥**
**मनसा निश्चयं कृत्वा ततो वाचाभिधीयते।**
**क्रियते कर्मणा पश्चात् प्रमाणं मे मनस्ततः॥**
(મહાભારત : વનપર્વ - ૨૯૪/૨૬-૨૮)

પછી રાજા દ્યુમત્સેને તેમની વાતનો સ્વીકાર કરી લીધો અને આશ્રમના બધા બ્રાહ્મણોને બોલાવીને બંને રાજાઓએ વિધિપૂર્વક લગ્નસંસ્કાર કરાવ્યો. રાજા અશ્વપતિએ વર-કન્યાને આભૂષણો વગેરેનું પ્રદાન કર્યું. એ પછી રાજા અશ્વપતિ અત્યંત આનંદ સાથે પોતાના મહેલમાં પાછા આવી ગયા. સર્વગુણસંપન્ન પત્ની મેળવીને સત્યવાનને ઘણી પ્રસન્નતા થઈ અને પોતાનો ઇચ્છિત વર મેળવીને સાવિત્રીને પણ ઘણો આનંદ થયો.

પિતાજીના ગયા પછી સાવિત્રીએ બધાં વસ્ત્રાભૂષણો ઉતારી દીધાં અને વલ્કલ વસ્ત્ર પહેરી લીધાં. તેની સેવાથી, તેના ગુણ, વિનય અને સંયમથી તથા બધાંની ઇચ્છા અનુસાર કામ કરવાથી બધાંને ઘણો સંતોષ થયો.

તેણે સેવા અને વસ્ત્રાભૂષણોથી સાસુજીને તથા આદરસત્કાર કરતી રહીને, પોતાની વાણીનો સંયમ દાખવીને સસરાજીને સંતુષ્ટ કરી લીધાં. એ જ રીતે મધુર વાણી કાર્યકુશળતા, શાંત સ્વભાવ સાથે સેવા કરીને પતિદેવને પ્રસન્ન કરી લીધા. આ રીતે સાવિત્રી તે બધાંની સેવા કરવા લાગી.

આમ, ઘણા દિવસો વીતી ગયા, ત્યારે અંતમાં તે સમય પણ આવી ગયો કે જે દિવસે સત્યવાનનું મૃત્યુ થવાનું હતું. જ્યારે ચાર દિવસ જ બાકી રહ્યા ત્યારે સાવિત્રીએ ત્રણ દિવસનું વ્રત કર્યું અને ચોથા દિવસે સૂર્યોદય થવા સાથે જ બધાં દૈનિક કાર્યો પૂરાં કરી દીધાં તથા બધા જ બ્રાહ્મણો, મોટેરાં-વડીલો, સાસુ-સસરા વગેરેને પ્રણામ કર્યા. સત્યવાન જ્યારે ખભા પર કુહાડી રાખીને વનમાંથી સમિધ લઈ આવવા માટે વનમાં જવા તૈયાર થયો ત્યારે સાવિત્રીએ કહ્યું – 'આજે હું પણ તમારી સાથે આવું છું.' સત્યવાન બોલ્યા – 'વહાલી! તું ઉપવાસના કારણે ભૂખી છે અને વનનો રસ્તો ઘણો કષ્ટદાયી હોય છે.' સાવિત્રીએ કહ્યું – 'ઉપવાસના કારણે મને કોઈ થાક નથી, મારા મનમાં ઉત્સાહ છે.' સત્યવાન બોલ્યો – 'ભલે! તને જો ચાલવાનો ઉમંગ છે તો તું આવી

શકે છે; પરંતુ માતાજી અને પિતાજીની રજા લઈ લે.'

પછી સાવિત્રીએ પોતાનાં સાસુ-સસરાજીને પ્રણામ કરીને કહ્યું – 'મારા સ્વામી વનમાં જઈ રહ્યા છે. જો તમે રજા આપો તો આજે હું પણ તેમની સાથે જવા માગું છું.' આ સાંભળીને દ્યુમત્સેન બોલ્યા – 'જ્યારથી તું અમારા આશ્રમમાં આવી છે ત્યારથી કોઈ પણ બાબત માટે તેં માગણી કરી હોય એવું મને કોઈ સ્મરણ નથી. માટે, બેટી! તું જઈ શકે છે.' આ રીતે સાસુ-સસરાની અનુમતિ મેળવીને સાવિત્રી પોતાના પતિ સત્યવાન સાથે ગઈ.

વીર સત્યવાને પહેલાં તો પોતાની પત્નીની સાથે ફળ વીણીને એક ટોપલી ભરી અને પછી તે લાકડાં કાપવા લાગ્યો. તે સમયે થાકના કારણે તેના માથામાં દુઃખાવો થયો. તેણે સાવિત્રીની પાસે જઈને કહ્યું – 'મારું માથું દુઃખે છે, આખા શરીરે બળતરા થાય છે, માટે હું સૂવા ઇચ્છું છું.' આ સાંભળીને સાવિત્રી પતિની નજીક આવી અને તેનું માથું પોતાના ખોળામાં રાખીને નીચે જમીન પર બેસી ગઈ. એટલામાં જ તેણે ત્યાં સૂર્ય સમાન તેજસ્વી, મુકુટધારી, શ્યામશરીર, લાલ વસ્ત્ર પહેરેલા અને હાથમાં પાશ લઈ ઊભેલા એક પુરુષને જોયો. સાવિત્રીએ પૂછ્યું – 'તમે કોણ છો? તમે શું કરવા માગો છો?'

યમરાજે કહ્યું – 'હે સાવિત્રી! હું યમરાજ છું. તારા પતિનું આયુષ્ય સમાપ્ત થઈ ચૂક્યું છે. માટે હું તેને લઈ જઈશ.' સાવિત્રી બોલી – 'હે ભગવાન! મનુષ્યોને લેવા માટે તો તમારા દૂત આવતા હોય છે. અહીં તમે જાતે જ કેમ પધાર્યા છો?' યમરાજે કહ્યું – 'સત્યવાન ધર્માત્મા અને ગુણોનો સાગર છે. તે મારા દૂતો વડે લઈ જવાને યોગ્ય નથી, તેથી હું પોતે આવ્યો છું.'

ત્યારબાદ સત્યવાનના શરીરમાંથી માત્ર અંગુઠા જેવડા માપના સૂક્ષ્મ-શરીરધારી જીવાત્માને બહાર કાઢીને યમરાજ દક્ષિણ દિશા તરફ ચાલવા લાગ્યા. ત્યારે સાવિત્રી પણ તેમની પાછળ-પાછળ ચાલવા લાગી. એ

જોઈને યમરાજે કહ્યું – 'હે સાવિત્રી! તું પાછી વળી જા અને આના દેહોત્સર્ગના સંસ્કારો કર. તું પતિ-સેવાના ઋણમાંથી મુક્ત થઈ ગઈ છે.' સાવિત્રી બોલી – 'મારા પતિદેવ જ્યાં જશે ત્યાં જ મારે પણ જવું જોઈએ; અને એ જ સનાતન ધર્મ છે. તપસ્યા, ગુરુ-ભક્તિ, પતિ-પ્રેમ, વ્રતનું આચરણ અને તમારી કૃપાને લીધે મારી ગતિ ક્યાંય પણ રોકાઈ શકતી નથી.'

યમરાજ બોલ્યા – 'હે સાવિત્રી! તારી યુક્તિયુક્ત વાતો સાંભળીને હું ઘણો જ પ્રસન્ન થયો છું. સત્યવાનના જીવન સિવાય, કોઈ પણ વરદાન તું માગી લે.' સાવિત્રીએ કહ્યું – 'મારા સસરાજી રાજ્યભ્રષ્ટ થઈને વનમાં વસે છે અને તેમની દૃષ્ટિ પણ ચાલી ગઈ છે. તેઓ તમારી કૃપાથી દૃષ્ટિ પ્રાપ્ત કરે તથા બળવાન અને તેજસ્વી થઈ જાય.' યમરાજ બોલ્યા – 'હે સાવિત્રી! તેં જે કંઈ કહ્યું તેવું જ થશે. હવે તું પાછી વળ, જેથી તને વિશેષ થાક લાગે નહિ.' સાવિત્રીએ કહ્યું – 'પતિદેવની પાસે રહેવામાં મને થાક શેનો લાગવાનો? જ્યાં મારા પ્રાણનાથ રહેશે, હું ત્યાં જ રહીશ. આ સિવાય એક વાત એ છે કે સત્પુરુષોનો એક વારનો સંસર્ગ પણ અત્યંત ઇચ્છનીય હોય છે અને તેનાથી પણ વધુ ઉત્તમ તો તેમની સાથે પ્રેમ થવો એ છે. સંત-સમાગમ કદી પણ નિષ્ફળ જતો નથી, માટે હંમેશાં સત્પુરુષોની સાથે જ રહેવું જોઈએ.'

યમરાજ બોલ્યા – 'સાવિત્રી! તેં હિતકારક જે વાત કહી તે મને ઘણી સારી લાગે છે, માટે આ સત્યવાનના જીવન સિવાય તું બીજું વધુ એક વરદાન માગી લે.' સાવિત્રીએ કહ્યું – 'મારા સસરાજીનું રાજ્ય પડાવી લેવામાં આવ્યું છે તે તેમને આપમેળે જ પ્રાપ્ત થઈ જાય અને તેઓ પોતાના ધર્મપાલનમાં વ્યસ્ત રહે.' યમરાજ બોલ્યા – 'એમ જ થશે. હવે તું પાછી વળ.' સાવિત્રીએ કહ્યું – 'હે દેવ! આ બધી પ્રજાનું તમે નિયમન કરો છો, તેથી તમે 'યમ' કહેવાઓ છો. વળી, મન, વચન અને કર્મથી તમામ પ્રાણીઓ પ્રત્યે દ્રોહ નહિ કરવો, બધાં ઉપર કૃપા

કરવી અને દાન કરવું - એ સત્પુરુષોનો સનાતન ધર્મ છે.'

યમરાજ બોલ્યા – 'હે કલ્યાણી! તારી વાત મને ખૂબ પ્રિય લાગે છે. તું સત્યવાનના જીવન સિવાય ત્રીજું વધુ એક વરદાન માગી લે.' સાવિત્રીએ કહ્યું – 'મારા પિતા રાજા અશ્વપતિ પુત્રહીન છે, તેમને સો ઔરસ પુત્રો થાય.' યમરાજ બોલ્યા – 'તારા પિતાને સો પુત્રો થશે. હવે તું પાછી વળ. તું ઘણી દૂર આવી ચૂકી છે.' સાવિત્રીએ કહ્યું – 'પતિદેવના સાંનિધ્યના કારણે મને કંઈ પણ દૂર આવ્યાનું જણાતું નથી. આપ શત્રુ-મિત્ર વગેરેનો ભેદભાવ ભૂલીને બધાંનો સમભાવપૂર્વક ન્યાય કરો છો અને તેથી તમામ પ્રજા ધર્મનું આચરણ કરે છે, માટે તમે 'ધર્મરાજ' કહેવાઓ છો. આ સિવાય, સુહૃદ હોવાના કારણે તમારા જેવા સત્પુરુષો પ્રત્યે લોકો પોતાની જાત કરતાં પણ વધારે વિશ્વાસ અને પ્રેમ રાખે છે.'

યમરાજ બોલ્યા – 'હે સાવિત્રી! તેં જેવી વાત કહી છે તેવી વાત મેં તારા સિવાય અન્ય કોઈના પણ મુખેથી સાંભળી નથી, તેથી હું ઘણો પ્રસન્ન છું. તું સત્યવાનના જીવન સિવાય કોઈ પણ ચોથું વરદાન માગી લે.' સાવિત્રીએ કહ્યું – 'સત્યવાન દ્વારા મને સો ઔરસ પુત્રો થાય.' યમરાજ બોલ્યા – 'તને પણ સો પુત્રો થશે. હે રાજપુત્રી! હવે તું પાછી વળ.' ત્યારે સાવિત્રીએ કહ્યું – 'સત્પુરુષોની વૃત્તિ નિરંતર ધર્મમાં જ સંલગ્ન રહેતી હોય છે, તેઓ કદી પણ દુઃખી અથવા વ્યથિત થતા નથી; તથા આ સનાતન સદાચાર સત્પુરુષો દ્વારા સેવાયેલો છે - એમ સમજીને સત્પુરુષો પરોપકાર કરે છે અને વળતો ઉપકાર થાય તે તરફ કદી પણ નજર કરતા નથી.'

યમરાજ બોલ્યા – 'હે પતિવ્રતા! જેમ જેમ તું મને ગંભીર અર્થની અને ચિત્તને પ્રિય લાગનારી ધર્મ-સુસંગત વાતો કહી સંભળાવે છે તેમ તેમ તારા પ્રત્યે મારી વધુ ને વધુ શ્રદ્ધા બેસતી જાય છે. હવે તું મારી પાસેથી કોઈ અનુપમ વરદાન માગી લે.' સાવિત્રીએ કહ્યું – 'હે દેવ!

આપે મને પુત્રપ્રાપ્તિનું જે વરદાન આપ્યું છે તે દામ્પત્યધર્મ વિના સંપન્ન થઈ શકે નહિ. તેથી હવે હું એ જ વરદાન માગું છું કે મારા પતિદેવ જીવતા થઈ જાય; કારણ કે પતિદેવ વિના તો હું પણ જીવવા માગતી નથી. આપે જ મને સો પુત્રો થવાનું વરદાન આપ્યું છે અને તેમ છતાં આપે તો મારા પતિદેવને લઈ જઈ રહ્યા છો! તેથી હું જે આ વરદાન માગી રહી છું કે સત્યવાન જીવતા થઈ જાય તે વરદાન આપવાથી જ આપનું વચન સાચું થશે.'

આ સાંભળીને સૂર્યપુત્ર યમ ઘણા પ્રસન્ન થયા અને તેમણે 'તથાસ્તુ' કહીને સત્યવાનનું બંધન છોડી નાખ્યું અને કહ્યું – 'આ સત્યવાન જીવતો થઈને સર્વથા નીરોગી થશે અને તારી સાથે ચાર સો વર્ષ સુધી જીવિત રહેશે.' આ રીતે સાવિત્રીને વરદાન આપીને ધર્મરાજ પોતાના યમલોકમાં ગયા.

પછી સાવિત્રીએ સત્યવાનની પાસે જઈને તેનું માથું પોતાના ખોળામાં લીધું. થોડીક વારમાં સત્યવાન ઊઠ્યો અને બોલ્યો – 'હું ઘણો સમય સૂતો રહ્યો. પેલો કાળા વર્ણનો માણસ કોણ હતો, જે મને લઈ જતો હતો?' સાવિત્રીએ કહ્યું – 'તે કાળા વર્ણના પુરુષ પ્રજાનું નિયમન કરનારા યમરાજ હતા. હવે તેઓ પોતાના ભુવનમાં ચાલ્યા ગયા છે. સૂર્ય આથમી ચૂક્યો છે અને રાત ઘેરી થતી જાય છે, તેથી આ બધી વાત પછી કોઈ સમયે કહીશ; આ સમયે તો આશ્રમમાં ચાલો અને માતાપિતાનાં દર્શન કરો.'

સત્યવાને જવાબમાં કહ્યું – 'ઠીક છે, ચાલ! મારું શરીર હવે સ્વસ્થ છે; પરંતુ અત્યારે મને પોતાના અંધ પિતાજીની અને માતાજીની જેટલી ચિંતા થઈ રહી છે તેટલી મારા પોતાના શરીરની પણ થતી નથી. મારાં પરમપૂજ્ય, પવિત્રતમ માતા-પિતા મારા માટે આજે કેટલો સંતાપ સહી રહ્યાં હશે! જ્યાં સુધી મારાં માતા-પિતા જીવતાં છે ત્યાં સુધી હું પણ

જીવન ધારણ કરી રહ્યો છું.' પતિની વાત સાંભળીને સાવિત્રી સત્યવાનની સાથે આશ્રમ તરફ ચાલી નીકળી.

એ દરમિયાન દ્યુમત્સેનને દૃષ્ટિ મળી ચૂકી હતી અને તેમને બધી વસ્તુઓ દેખાવા લાગી હતી. પુત્રના પરત નહિ આવવાના કારણે તેમને ઘણી ચિંતા થઈ અને રાણી શૈવ્યાને સાથે લઈને તેઓ બધા આશ્રમોમાં ઘૂમી વળીને સત્યવાનને ખોળવા લાગ્યા. ત્યારે બધા આશ્રમવાસી બ્રાહ્મણોએ તેમને હૈયાધારણ આપી અને તેમને તેમના આશ્રમમાં લઈ જઈને સમજાવ્યા. એ પછી થોડીક વારમાં સત્યવાનની સાથે સાવિત્રી આવી પહોંચી. તેમને જોઈને બ્રાહ્મણોએ કહ્યું – 'રાજન્! લો, આ તમારો પુત્ર આવી ગયો અને તમને નેત્રો પણ મળી ગયાં.' પછી બ્રાહ્મણોએ સત્યવાનને પૂછ્યું – 'તમે આવવામાં આટલી રાત સુધી મોડું કેમ કર્યું? એવી તે શી અડચણ આવી પડી હતી?'

સત્યવાને કહ્યું – 'હું પિતાજીની અનુમતિ લઈને સાવિત્રીની સાથે વનમાં ગયો હતો. ત્યાં જંગલમાં લાકડાં કાપતાં કાપતાં મારા મસ્તકમાં પીડા ઊપડી. તે પીડાને કારણે જ હું ઘણા લાંબા સમય સુધી સૂતો રહ્યો. તેથી આવવામાં મોડું થઈ ગયું.' પછી ગૌતમ બોલ્યા – 'સત્યવાન! તારા પિતા દ્યુમત્સેનને આજે અચાનક જ દૃષ્ટિ પ્રાપ્ત થઈ ગઈ છે. તને ખરેખરા કારણની ખબર નથી, એ બધી વાતો તો સાવિત્રી જ બતાવી શકે.' પછી તેમણે સાવિત્રીને કહ્યું – 'સાવિત્રી! અમે પ્રભાવની બાબતમાં તને સાક્ષાત્ સાવિત્રી એટલે કે બ્રહ્માણી સમાન માનીએ છીએ. તને તો ભૂત અને ભવિષ્યની વાતોનું પણ જ્ઞાન છે. તમને મોડું થયું તેનું કારણ તું અમને કહી સંભળાવ.'

સાવિત્રી બોલી – ''શ્રીનારદજીએ મને એ જણાવી દીધું હતું કે 'અમુક દિવસે તારા પતિનું મૃત્યુ થશે.' તે દિવસ આજે પહોંચ્યો હતો. તેથી તેમને વનમાં એકલા જતા જોઈને હું પણ તેમની સાથે ગઈ. તેઓ જ્યારે શિરોવેદનાના કારણે સૂતેલા હતા ત્યારે સાક્ષાત્ યમરાજ આવ્યા

અને તેમને બાંધીને દક્ષિણ દિશા ભણી લઈ ચાલ્યા. મેં સત્ય અને પ્રિય વચનોથી તે દેવશ્રેષ્ઠની સ્તુતિ કરી. તેથી તેમણે મને પાંચ વરદાન આપ્યાં : 'સસરાજીને આંખો મળે' અને તેમને 'રાજ્ય પ્રાપ્ત થાય' - બે વરદાન આ હતાં; 'મારા પિતાજીના સો પુત્રો ઉત્પન્ન થાય' અને 'મને પણ સો પુત્રો થાય' - બે વરદાન આ હતાં; અને પાંચમા વરદાન મુજબ 'મારા પતિદેવને જીવન તથા ચાર સો વર્ષનું આયુષ્ય' પ્રાપ્ત થયું. પતિદેવને જીવન-પ્રાપ્તિ થાય એ માટે જ મેં આ વ્રત કર્યું હતું."

ઋષિઓએ કહ્યું – 'હે સાધ્વી! તું સુશીલ, વ્રતશીલ અને પવિત્ર આચરણ રાખનારી સન્નારી છે. રાજા દ્યુમત્સેનનો દુઃખપીડિત પરિવાર આ સમયે અંધકારપૂર્ણ ખાઈમાં ડૂબેલો હતો, તેને તેં તારી દીધો.' એ પછી બધા પોતપોતાના આશ્રમોમાં જવા વિદાય થયા.

બીજા દિવસે શાલ્વદેશના રાજ-કર્મચારીઓએ આવીને દ્યુમત્સેનને કહ્યું – 'ત્યાં જે રાજા હતો તેને તેના જ મંત્રીએ મારી નાખ્યો છે તથા તેના કોઈ પણ સહાયકને અને કોઈ પણ સ્વજનને જીવતા રહેવા દીધા નથી. શત્રુનું તમામ સૈન્ય નાસી ગયું છે અને તમામ પ્રજાજનોએ તમારા વિશે એકમત થઈને એવો નિર્ણય લીધો છે કે તમે જ તેમના રાજા થશો. તમારું મંગળ થાઓ! હવે તમે કૃપા કરીને અહીંથી પ્રસ્થાન કરો. ત્યાં નગરમાં તમારો વિજય ઘોષિત કરી દેવાયો છે.'

પછી રાજા દ્યુમત્સેનને નેત્રયુક્ત અને સ્વસ્થ શરીરના જોઈને તે બધાંની આંખો આશ્ચર્યથી ચમકી ઊઠી અને તેમણે મસ્તક નમાવીને રાજાને પ્રણામ કર્યા. રાજાએ આશ્રમવાસી વૃદ્ધ બ્રાહ્મણોનું અભિવાદન કર્યું અને તેમના થકી સત્કાર પામીને તેમણે પોતાની રાજધાની ભણી પ્રયાણ કર્યું. ત્યાં પહોંચ્યા પછી પુરોહિતોએ અત્યંત પ્રસન્નતાપૂર્વક દ્યુમત્સેનનો રાજ્યાભિષેક કર્યો અને તેમના પુત્ર મહાત્મા સત્યવાનને યુવરાજ બનાવ્યા. ત્યારપછી ઘણા સમય બાદ સાવિત્રીને સો પુત્રો થયા, કે જેઓ સંગ્રામમાં

પીઠ નહિ બતાવનારા અને યશની વૃદ્ધિ કરનારા શૂરવીર હતા. આ જ રીતે મદ્રરાજ અશ્વપતિની રાણી માલવીના ગર્ભથી પણ સાવિત્રીના પુત્રો જેવા જ તેના સો ભાઈ જન્મ્યા. આ રીતે સાવિત્રીએ પોતાને, માતા-પિતાને, સાસુ-સસરાને અને પતિના કુળને - એ બધાંને જ સંકટમાંથી ઉગારી લીધાં.*

આ ઈતિહાસમાંથી સોહાગણ માતાઓ-બહેનોએ એ બોધ લેવો જોઈએ કે સ્ત્રીઓએ પતિ અને સાસુ-સસરાની વિશેષરૂપે સેવા કરવી જોઈએ. પતિ-સેવાનું માહાત્મ્ય બતાવતાં ઔર્વ મુનિ પોતાની પુત્રીને કહે છે –

**स्वकान्तश्च परो बन्धुरिह लोके परत्र च।**
**न हि कान्तात्परः प्रेयान् कुलस्त्रीणां परो गुरुः॥**

(બ્રહ્મવૈવર્તપુરાણ : શ્રીકૃષ્ણજન્મખંડ - ૨૪/૩૪)

'કુળવાન સ્ત્રીઓ માટે આ લોકમાં અને પરલોકમાં પણ પોતાના પતિ જ પરમ બંધુ છે; કારણ કે તેમના માટે પતિથી અધિક ઉત્તમ નથી તો કોઈ પ્રિયતમ કે નથી તો કોઈ પરમ ગુરુ પણ.'

**देवपूजा व्रतं दानं तपश्चानशनं जपः।**
**स्नानं च सर्वतीर्थेषु दीक्षा सर्वमखेषु च॥**
**प्रादक्षिण्यं पृथिव्याश्च ब्राह्मणातिथिसेवनम्।**
**सर्वाणि पतिसेवायाः कलां नार्हन्ति षोडशीम्॥**

(બ્રહ્મવૈવર્તપુરાણ : શ્રીકૃષ્ણજન્મખંડ - ૨૪/૩૫-૩૬)

'દેવોનું પૂજન, વ્રત, દાન, તપ, ઉપવાસ, જપ, સમસ્ત તીર્થોનું સ્નાન તથા સર્વે યજ્ઞોની દીક્ષા અને પૃથ્વીની પ્રદક્ષિણા તથા બ્રાહ્મણો અને અતિથિઓની સેવા - આ તમામ સત્કર્મો એકઠાં મળે તોપણ તેઓ પતિ-સેવારૂપ સોળમી કળાની તોલે આવી શકતાં નથી.'

* પતિવ્રતા સાવિત્રીની કથા મહાભારતમાં વનપર્વના ૨૯૩મા અધ્યાયથી ૨૯૯મા અધ્યાય સુધીમાં વિસ્તારપૂર્વક કહેલી છે. અહીં તો કથાસંક્ષેપ જ લખ્યો છે.

**पतिसेवा परो धर्मः सर्वशास्त्रेषु पठ्यते।**
**स्वप्रज्ञानेन सततं कान्तं नारायणाधिकम्॥**
**दृष्ट्वा तच्चरणाम्भोजसेवां नित्यं करिष्यति॥**

(બ્રહ્મવૈવર્તપુરાણ : શ્રીકૃષ્ણજન્મખંડ - ૨૪/૩૭-૩૮)

'બધાં શાસ્ત્રોમાં સ્ત્રીઓ માટે પતિની સેવા જ પરમ ધર્મ છે એમ કહેવાયું છે; જે સ્ત્રી સતી હશે તે પોતાના પતિને પોતાની સમજથી ભગવાન નારાયણથી પણ અધિક સમજીને તેનાં ચરણકમળોની નિત્ય-નિરંતર સેવા કરશે.'

**परिहासेन कोपेन भ्रमेणावज्ञया मुने।**
**कटूक्तिं स्वामिनः साक्षात् परोक्षान्न करिष्यति॥**

(બ્રહ્મવૈવર્તપુરાણ : શ્રીકૃષ્ણજન્મખંડ - ૨૪/૩૯)

શ્રીનારાયણે નારદજીને કહ્યું – 'હે મુનિ! પતિવ્રતા સ્ત્રી પોતાના સ્વામીને પ્રત્યક્ષ કે પરોક્ષમાં હંસી-મજાક ખાતર, ક્રોધવશ, ભ્રમને લીધે અથવા અવજ્ઞા કરવા કદી પણ કડવાં વેણ કહેશે નહિ.'

જે સ્ત્રીનો પતિ પરદેશમાં હોય તેણે શૃંગાર, ખેલ-તમાશા, મજાક-મશ્કરી વગેરે કરવાં જોઈએ નહિ.

શ્રીયાજ્ઞવલ્ક્યજીએ પણ કહ્યું છે –

**क्रीडां शरीरसंस्कारं समाजोत्सवदर्शनम्।**
**हास्यं परगृहे यानं त्यजेत् प्रोषितभर्तृका॥**

(યાજ્ઞવલ્ક્યસ્મૃતિ - ૧/૮૪)

'જેનો પતિ પરદેશમાં હોય તે સ્ત્રીએ ક્રીડા અર્થાત્ રમતગમત શરીરશૃંગાર, સામાજિક ઉત્સવોનું દર્શન, હાસ્ય, પરગૃહ-ગમન એ બધું ત્યજી દેવું જોઈએ.'

વ્યાસસ્મૃતિમાં પણ જણાવ્યું છે –

**विवर्णा दीनवदना देहसंस्कारवर्जिता।**
**पतिव्रता निराहारा शोष्यते प्रोषिते पतौ॥**

(વ્યાસસ્મૃતિ - ૨/૫૨)

'પતિ પરદેશમાં હોય તો સ્ત્રીએ શરીરશૃંગાર છોડવો જોઈએ, મુખ ઉદાસ રાખવું જોઈએ, પીઠી વગેરેથી શરીરને ઊજળા વાનનું નહિ બનાવવું જોઈએ, પતિ પ્રત્યે સંનિષ્ઠ રહેવું જોઈએ અને ઉપવાસ કરવો જોઈએ.'

પરદેશ જતા પતિનું પણ કર્તવ્ય છે કે -

**विधाय वृत्तिं भार्यायाः प्रवसेत् कार्यवान्नरः।**
**अवृत्तिकर्शिता हि स्त्री प्रदुष्येत् स्थितिमत्यपि॥**

(મનુસ્મૃતિ - ૯/૭૪)

'કર્તવ્યપરાયણ પુરુષે પત્નીના ભરણપોષણની આજીવિકાનો ઉપાય કરીને પરદેશ જવું જોઈએ; કારણ કે આજીવિકાનું સાધન ન રહેતાં મર્યાદાશીલ સ્ત્રી પણ આપત્તિને લીધે દૂષિત થઈ શકે છે.'

તેથી, પુરુષો પરદેશ જાય ત્યારે પોતાની પત્નીના જીવનનિર્વાહ માટે ભોજન-વસ્ત્ર વગેરેની વ્યવસ્થા કરીને જ તેમણે જવું જોઈએ. આમ કર્યા વિના જ જો પતિ ચાલ્યો જાય તો સ્ત્રીએ નીતિસંગત કલા-કારીગરીનાં કામ કરીને પોતાનો જીવનનિર્વાહ ચલાવવો જોઈએ.

શ્રીમનુ મહારાજે પણ કહ્યું છે –

**विधाय प्रोषिते वृत्तिं जीवेन्नियममास्थिता।**
**प्रोषिते त्वविधायैव जीवेच्छिल्पैरगर्हितैः॥**

(મનુસ્મૃતિ - ૯/૭૫)

'જીવનનિર્વાહ માટે આજીવિકા આપીને પરદેશ ગયેલો પતિ જ્યાં સુધી ત્યાં રહે ત્યાં સુધી સ્ત્રીએ નિયમપૂર્વક પોતાનો ગુજારો કરવો જોઈએ; અને પતિ જો જીવનનિર્વાહની વ્યવસ્થા કર્યા વગર જ પરદેશ જાય તો સ્ત્રીએ સીવણ-ગૂંથણ વગેરે અનિંદનીય કલાકારીગરીનાં કામ કરીને પોતાનો નિભાવ કરવો જોઈએ.'

કોઈ ખાસ મુશ્કેલી આવી પડે તો સ્ત્રી સેવા-ચાકરીનું કામ કરીને પણ પોતાનો ગુજારો કરી શકે છે; પરંતુ તેણે પોતાનો ધર્મ તો કદી

પણ છોડવો જોઈએ નહિ. આ વિષયમાં દમયંતીનું ઉપાખ્યાન આદર્શ દૃષ્ટાંત છે. પતિ દ્વારા પોતે વનમાં નિરાધાર ત્યજી દેવાઈ હતી છતાં પણ દમયંતીએ પોતાના ધર્મનું પાલન કર્યું હતું, પોતાનું અત્યંત કષ્ટદાયી જીવન તેણે દાસીનું કામ કરીને વિતાવ્યું હતું. તેથી, સંકટવેળાએ સ્ત્રીઓએ દમયંતીની જેમ પોતાનું જીવન વિતાવવું જોઈએ. દમયંતીમાં પાંચ બાબતો ઘણી અદ્ભુત હતી - જે અનુકરણ કરવા યોગ્ય છે. એક તો, તે પોતાના નિશ્ચયમાં અત્યંત દૃઢ હતી; રાજા નળની સાથે લગ્ન કરવાનો નિશ્ચય કરવાના કારણે તેણે દેવોની પણ અવગણના કરી હતી. બીજું, ભારે સંકટો આવી પડવા છતાં તેણે પતિનો સંગ છોડ્યો ન હતો; પતિના સૂચવવા છતાં પણ તે પોતાના પિતા રાજા ભીમને ત્યાં ગઈ નહિ અને પતિના સંગમાં રહેવા પિતાના રાજ્ય-ઐશ્વર્યની અવગણના કરીને વનનાં ભીષણ કષ્ટ સહન કર્યાં હતાં. ત્રીજું, પાતિવ્રત્ય ધર્મમાં તેની એવી અલૌકિક નિષ્ઠા હતી કે તેણે પોતાના પર કુદૃષ્ટિ કરનારા વ્યાધનો પોતાના પાતિવ્રત્યના પ્રભાવથી પળવારમાં નાશ કર્યો હતો. ચોથું, તેનામાં એવી તો સહિષ્ણુતા હતી કે સંકટવેળાએ પણ પોતાનો પરિચય નહિ આપીને તેણે માસીને ત્યાં દાસીનું કામ કર્યું હતું અને પતિનો વિયોગ થવા છતાં પણ વણ-બોલાવ્યે પોતાનાં માતાપિતાને ત્યાં ગઈ ન હતી, બલકે ભારે કષ્ટોનો સામનો કરતી રહી હતી. પાંચમું, પોતાના પતિમાં તેનો એવો અદ્ભુત અને અલૌકિક પ્રેમ હતો કે પતિના વિયોગમાં વ્યાકુળ થઈને તેણે પતિને શોધી લાવવા માટે કૂટનીતિને પણ ખપમાં લીધી હતી.

આ તો મુખ્ય-મુખ્ય વાતો છે. આ સિવાય, તેનામાં બીજા પણ અનેક ગુણો હતા, જે ગુણો તેના જીવનચરિત્રમાંથી અપનાવવા જોઈએ. મહાભારતમાં વનપર્વના ૫૨મા અધ્યાયથી ૭૮મા અધ્યાય સુધી નળ-દમયંતીનું ઉપાખ્યાન ઘણા વિસ્તારથી કહેવામાં આવ્યું છે. જેઓ આ કથા વિસ્તારથી જાણવા માગતા હોય તેઓ તે ગ્રંથમાંથી જાણી શકે છે. અહીં તો તેનો માત્ર સાર-સંક્ષેપ જ લખવામાં આવે છે.

## સતી દમયંતીની કથા

રાજા નળ નિષધદેશના રાજા વીરસેનના પુત્ર હતા. તેઓ ઘણા તેજસ્વી, બ્રાહ્મણોના રક્ષક, વેદોના જ્ઞાતા, સત્યવાદી, જિતેન્દ્રિય, ઉદાર અને પ્રજાપાલક હતા. તેમને દ્યૂત રમવાની એક કુટેવ હતી, તે બાદ કરતાં તેમનામાં અન્ય અનેક ગુણો હતા અને તેમનું ચારિત્ર્ય પણ અતિ પવિત્ર અને પ્રશંસનીય હતું. તેમની પાસે એક અક્ષૌહિણી સેના હતી અને તેઓ પોતે પણ મહાન યુદ્ધ-પ્રવીણ વીર યોદ્ધા હતા.

તે સમયે વિદર્ભદેશના રાજા ભીમ હતા. તેઓ પણ નળના જેવા જ ગુણવાન અને સદાચારી હતા. રાજા ભીમને કોઈ સંતાન ન હતું, તેથી તેમણે દમન ઋષિની સેવા કરીને તેમને પ્રસન્ન કર્યા. દમન ઋષિની કૃપાથી તેમને ત્રણ પુત્રો અને એક પુત્રી થયાં. પુત્રોનાં નામ દમ, દાન્ત અને દમન હતાં, જ્યારે પુત્રીનું નામ હતું દમયંતી. દમયંતી ઘણા ઉત્તમ ગુણોથી સંપન્ન અને સારા ચરિત્ર્યની હતી. તે લક્ષ્મી સમાન સુંદર હતી.

તે દિવસોમાં કેટલાય લોકો વિદર્ભદેશમાંથી નિષધદેશમાં આવતા હતા અને તેઓ રાજા નળ આગળ દમયંતીના રૂપનાં અને તેના ગુણોનાં વખાણ કરતા હતા. નિષધદેશમાંથી વિદર્ભદેશમાં જનારા લોકો પણ દમયંતી આગળ રાજા નળના રૂપનાં, તેના ગુણો અને શુદ્ધ ચારિત્ર્યનું વર્ણન કરતા હતા. આના પરિણામે તે બંનેનાં હૃદયોમાં એકબીજા પ્રત્યેના અનુરાગનું બીજ અંકુરિત થઈ ગયું.

એક દિવસ રાજા નળે પોતાના મહેલના બગીચામાં આવી ચડેલા હંસોમાંથી એક હંસને પકડી પાડ્યો. હંસે કહ્યું – 'તમે મને છોડી દો તો હું દમયંતીની પાસે જઈને તમારા ગુણોનું એવું વર્ણન કરીશ કે જેથી તે તમને જરૂરથી વરી લેશે.' ત્યારે નળે હંસને છોડી દીધો. પછી તે બધા હંસ વિદર્ભદેશમાં દમયંતી પાસે ગયા અને બોલ્યા – 'હે દમયંતી! નિષધદેશમાં નળ નામે એક રાજા છે, તે અશ્વિનીકુમાર જેવા સુંદર છે. મનુષ્યોમાં તેના જેવો સુંદર અને ગુણવાન અન્ય કોઈ નથી. તું જો તેની

પત્ની બની જાય તો તારું રૂપ અને તારો જન્મ બંનેય સફળ થઈ જાય.' દમયંતીએ કહ્યું – 'હે હંસ! તમે લોકો નળને પણ આવી જ વાત કહેજો.' હંસોએ નિષધદેશમાં પાછા આવીને નળને દંયમયંતીનો સંદેશો કહ્યો.

હંસોના મુખેથી રાજા નળનું ગૌરવ સાંભળ્યા પછી દમયંતી નળને મનોમન પ્રેમ કરવા લાગી. તે રાતદિવસ નળનું જ ધ્યાન કર્યા કરતી. તેથી તે શરીરે દૂબળી પડી અને તે ઉદાસીન જેવી દેખાવા લાગી. દમયંતીના હૃદયનો ભાવ તેની બહેનપણીઓ મારફત જાણી લઈને રાજા ભીમે દમયંતીનો સ્વયંવર કરવાનું વિચાર્યું અને તદનુસાર તેમણે બધા રાજાઓને નિમંત્રણપત્રો મોકલી આપ્યા. હવે દેશ-દેશના રાજાઓ વિદર્ભદેશમાં આવવા લાગ્યા. રાજા ભીમે બધાંના સ્વાગતની સારી વ્યવસ્થા કરી દીધી.

નારદજી અને પર્વત પાસેથી દમયંતીના સ્વયંવરની વાતચીત સાંભળીને ઇન્દ્ર, વરુણ, અગ્નિ અને યમ - આ ચાર દેવો દમયંતી સાથે લગ્ન કરવા માટે ચાલી નીકળ્યા. રસ્તામાં તેમનો રાજા નળ સાથે ભેટો થઈ ગયો. તેમણે રાજા નળને કહ્યું – 'તમે અમારા દૂત બનીને દમયંતી પાસે જાઓ.' નળ બોલ્યા – 'જે કામ માટે તમે આવ્યા છો તે જ કામ માટે હું પણ જઈ રહ્યો છું, તેથી આ કામ માટે દૂત તરીકે મને મોકલવાનું યોગ્ય નથી. આ સિવાય, ત્યાં દ્વારપાળોનો ઘણો કડક ચોકીપહેરો હોય છે, હું મહેલમાં દાખલ જ કેવી રીતે થઈ શકું?' ત્યારે દેવોએ કહ્યું – 'અમે તમને એક એવી શક્તિ આપીએ છીએ કે જેથી તમને કોઈ રોકી શકશે નહિ. તમે જાઓ અને અમારો સંદેશો ત્યાં પહોંચાડો.' સંસ્કારસંપન્ન રાજા નળે દેવોનો પ્રસ્તાવ સ્વીકારી લીધો અને દેવોએ આપેલી શક્તિના પ્રભાવથી તેઓ દમયંતી પાસે નિર્વિઘ્ને પહોંચી ગયા.

દમયંતીના પૂછવાથી રાજા નળે પોતાનો પરિચય આપ્યો અને કહ્યું કે, 'હું દેવોના પ્રભાવથી બે-રોકટોક તમારા મહેલમાં આવી ગયો છું.

અત્યારે હું દેવોનો દૂત બનીને આવ્યો છું. ઇન્દ્ર, વરુણ, અગ્નિ અને યમ - આ ચારે લોકપાલો તમારી સાથે લગ્ન કરવા આવ્યા છે. તેમનામાંથી તમે ઇચ્છો તેને વરી લો.' દમયંતી બોલી – 'જ્યારથી મેં હંસો મારફત તમારાં વખાણ સાંભળ્યાં છે ત્યારથી હું તમને જ પતિ માનું છું. તમે મારો સ્વીકાર કરો.' નળે કહ્યું – 'તમે દેવોને છોડીને મને કેમ પ્રેમ કરો છો? દેવોમાંથી કોઈ એકને વરી લો.' આ સાંભળીને દમયંતી વ્યાકુળ થઈ ગઈ. તેની વ્યાકુળતા જોઈને નળે કહ્યું – 'આ માટે કોઈ ધર્મસંગત ઉપાય કરવો જોઈએ; કારણ કે હું દેવોનો દૂત બનીને આવ્યો છું અને તેથી તમારી સાથે લગ્ન કરવાનું મારા માટે ન્યાયસંગત નથી.' દમયંતી બોલી – 'જ્યારે તમે બધા સ્વયંવરમાં આવશો ત્યારે હું તે બધાની સામે જ તમારા ગળામાં વરમાળા પહેરાવીશ અને તેથી તમને કોઈ દોષ લાગશે નહિ.'

રાજા નળ દેવો પાસે પાછા આવી ગયા અને જેવી થઈ હતી તેવી જ તે બધી વાતો કહી સંભળાવી અને એ પણ જણાવી દીધું કે દમયંતી મને જ વરવા માગે છે.

ત્યારબાદ બધા રાજાઓ સ્વયંવરમાં એકઠા થયા. ચારે દેવો અને નળ પણ આવીને પોતાને યોગ્ય સ્થાને બેસી ગયા. દમયંતી હાથમાં વરમાળા લઈને બધી બાજુ ઘૂમવા લાગી અને રાજાઓનો પરિચય સાંભળી-સાંભળીને આગળ વધતી ગઈ. જ્યારે તે રાજા નળ પાસે પહોંચી ત્યારે તેને ત્યાં પાંચ નળ બેઠેલા દેખાયા. તેણે દેવોને પ્રાર્થના કરી કે 'હું રાજા નળને જ વરવા માગું છું, તેથી તમે મને રાજા નળ બતાવો.' દેવો તેની સત્યવાદિતા, નિષ્ઠા અને નિશ્ચય જોઈને પ્રસન્ન થઈ ગયા અને તેમણે તેને દેવોને ઓળખવાની વિદ્યા આપી. તેથી તેણે સમજી લીધું કે દેવોની આંખો પલકારા મારતી નથી, તેમનો ધરતીને સ્પર્શ થતો નથી અને તેમનો પડછાયો પડતો નથી. દેવોનાં આ લક્ષણો જાણી લઈને

તેણે દેવોથી અલગ તારવીને નળને ઓળખી લીધા અને તેમના ગળામાં વરમાળા પહેરાવી દીધી અને પોતે ઘૂમટો કરી લીધો.*

ત્યારપછી રાજા નળ અને દમયંતીએ દેવોનું શરણ લીધું. તેથી તે ચારેય લોકપાલોએ પ્રસન્ન થઈને નળને આઠ વરદાન આપ્યાં. ઈન્દ્રદેવે કહ્યું – 'હે નળ! યજ્ઞમાં તમને મારાં દર્શન થશે અને ઉત્તમ ગતિ પ્રાપ્ત થશે.' અગ્નિદેવે કહ્યું – 'તમે જ્યાં પણ મારું સ્મરણ કરશો ત્યાં હું પ્રગટ થઈશ અને મારી જેમ જ તમને દેદીપ્યમાન ઉત્તમ લોક પ્રાપ્ત થશે.' યમરાજે કહ્યું – 'તમારું બનાવેલું ભોજન અત્યંત મધુર હશે અને તમે પોતાના ધર્મમાં દૃઢ રહેશો.' વરુણદેવે કહ્યું – 'તમે જ્યાં ઈચ્છશો ત્યાં જળ પ્રગટ થશે અને તમારી માળા ઉત્તમ ગંધથી પરિપૂર્ણ રહેશે.' આ રીતે બે-બે વરદાન આપીને બધા દેવો પોતપોતાના લોકમાં સિધાવ્યા. રાજા ભીમે દમયંતીનું નળની સાથે વિધિપૂર્વક લગ્ન કરાવ્યું. એ પછી દમયંતીને સાથે લઈને નળ પોતાની રાજધાનીમાં ગયા.

જે સમયે દેવો સ્વર્ગ ભણી જઈ રહ્યા હતા તે સમયે રસ્તામાં દ્વાપર અને કળિ સામા મળ્યા. પૂછવાથી તેમણે કહ્યું – 'અમે દમયંતી સાથે લગ્ન કરવા વિદર્ભદેશમાં જઈએ છીએ.' ત્યારે દેવોએ કહ્યું – 'સ્વયંવર તો થઈ ચૂક્યો. દમયંતીએ રાજા નળને વરી લીધા છે.' ત્યારે કળિએ ક્રોધ કરીને કહ્યું – 'તેણે દેવોને છોડીને મનુષ્યને અપનાવ્યો છે તેથી તેને સજા કરવી જોઈએ.' આ સાંભળીને ઈન્દ્ર વગેરે દેવો બોલ્યા – 'રાજા નળ સદ્‌ગુણી, સદાચારી, ધર્મના જ્ઞાતા, વેદના જાણનારા, સત્યનિષ્ઠ અને દૃઢનિશ્ચયી છે. તેમના નિપુણતા, ધૈર્ય, જ્ઞાન, તપ, પવિત્રતા, સંયમ, શાંતિ વગેરે ગુણો લોકપાલોના જેવા છે. દમયંતીએ અમારી અનુમતિથી જ નળનું વરણ કર્યું છે. તેથી તેમને શાપ નહિ આપવો જોઈએ.' આમ કહીને દેવો ચાલ્યા ગયા. કળિએ દ્વાપરને કહ્યું – 'હું નળના શરીરમાં

---

* **विलज्जमाना वस्त्रान्ते जग्राहायतलोचना।**

(મહાભારત : વનપર્વ - ૫૮/૨૭)

પ્રવેશ કરીને તેને રાજ્યભ્રષ્ટ કરીશ, કે જેથી તે દમયંતીની સાથે રહી શકશે નહિ. તું દ્યૂતના પાસાઓમાં પ્રવેશીને મને મદદ કરજે.' પછી તે બંને નળની રાજધાનીમાં ગયા અને નળના દોષ શોધતા રહ્યા, પરંતુ બાર વર્ષ સુધીમાં તેમને નળમાં કોઈ દોષ જોવા મળ્યો નહિ.

એક દિવસ સંધ્યાકાળે રાજા નળ લઘુશંકાથી પરવારીને પગ ધોયા વિના જ સંધ્યા-ઉપાસના કરવા બેઠા. આ અશુદ્ધિના દોષના કારણે કળિએ તેમના શરીરમાં પ્રવેશ કર્યો.

એક દિવસ રાજા નળનો ભાઈ પુષ્કર કળિની પ્રેરણાથી નળ પાસે આવ્યો અને તેણે દાવ લગાવીને દ્યૂત રમવાનો આગ્રહ કર્યો. વારંવાર કહેવાથી રાજા નળે તેની વાત સ્વીકારી અને તેઓ દાવ લગાવીને દ્યૂત રમવા લાગ્યા. દ્વાપરે પાસાઓનું રૂપ ધારણ કરી લીધું હતું તથા નળના શરીરમાં કળિએ તો પ્રવેશ કરેલો જ હતો; તેથી રાજા નળ વારંવાર દાવ લગાવીને હારવા લાગ્યા. રમતાં-રમતાં તેઓ બધું જ હારી ગયા. આ જોઈને દમયંતીએ વાર્ષ્ણેય નામના સારથિને બોલાવીને કહ્યું – 'ઇન્દ્રસેન અને ઇન્દ્રસેનીને મારા પિયર કુંડિનપુરમાં પહોંચાડી દો.' સારથિ તે બંને બાળકોને કુંડિનપુર પહોંચાડી આવ્યો અને પછી તે અયોધ્યાનરેશ ઋતુપર્ણ પાસે ચાલ્યો ગયો. ત્યાં તે સારથિનું કામ કરવા લાગ્યો.

જ્યારે રાજા નળ બધું જ હારી ગયા ત્યારે પુષ્કરે કહ્યું – 'હવે તમારી પાસે માત્ર દમયંતી રહી છે. તેને પણ દાવ પર લગાવો.' આ સાંભળીને રાજા નળને દુઃખ તો ઘણું થયું, પણ તેઓ ચૂપ રહ્યા. બધાં જ રાજવી વસ્ત્રો અને આભૂષણો ઉતારીને તથા એક-એક સાધારણ વસ્ત્ર પહેરીને નળ અને દમયંતી ત્યાંથી ચાલી નીકળ્યાં. પુષ્કરે આખા નગરમાં ઢંઢેરો પિટાવ્યો કે 'જે વ્યક્તિ નળ પ્રત્યે સહાનુભૂતિ બતાવશે તેને ફાંસીની સજા કરવામાં આવશે.' ફાંસીની સજાની બીકે કોઈએ પણ રાજા નળનો આદરસત્કાર કર્યો નહિ. નળ અને દમયંતી ત્રણ દિવસ સુધી માત્ર પાણી પીને રહ્યાં.

તે પછી તેઓ જ્યારે નિષધદેશની બહાર ભીષણ વન ભણી ચાલી નીકળ્યાં ત્યારે ચાર રસ્તા આવતાં રાજા નળે દમયંતીને કહ્યું – 'આ રસ્તો અવંતીપુર તરફ જાય છે, આ રસ્તો વિદર્ભદેશ જાય છે અને આ રસ્તો કોસલ દેશ જવા માટે છે.' આ સાંભળીને દમયંતી બોલી – 'તમને વનમાં ત્યજીને હું એકલી ક્યાંય પણ જઈશ નહિ.' નળે વળતો જવાબ આપ્યો – 'તું ત્યજી દેવાની શંકા કેમ કરે છે?' તેણે કહ્યું – 'તમે મને વિદર્ભદેશનો રસ્તો બતાવ્યો, તેથી હું એવું સમજી. જો તમારી ઈચ્છા હોય તો હું તમારી સાથે પિતાને ત્યાં જઈ શકું. તેઓ તમને આવકારશે. તમે ત્યાં સુખેથી રહી શકશો.' નળ બોલ્યા – 'તારા પિતા રાજા છે અને હું પણ રાજા હતો; પરંતુ આજે આ વિપત્તિની વેળાએ હું તારા પિતાને ત્યાં જઈશ નહિ.' ત્યારબાદ તેઓ આગળ વધ્યાં અને ભીષણ જંગલમાં એક ધર્મશાળામાં જઈને રોકાઈ ગયાં. રાત્રે તેઓ ધર્મશાળામાં જમીન ઉપર જ સૂઈ ગયાં. દુઃખને લીધે રાજા નળને ઊંઘ આવી નહિ. તેઓ વિચારવા લાગ્યા – 'દમયંતી સાચી પતિવ્રતા છે. હું તેને ત્યજીને ચાલ્યો જાઉં તો તે વિવશ બનીને પોતાના પિતાને ત્યાં ચાલી જશે. આમ કરતાં દમયંતીને એક વાર તો અવશ્ય દુઃખ થશે. પરંતુ, તે આમ તો મને છોડીને જશે નહિ; પણ તે પોતાનાં માતાપિતા પાસે રહીને દુઃખના દિવસો સુવિધાપૂર્વક વિતાવી દેશે. તેના સતીત્વનો તો કોઈ ભંગ કરી શકે તેમ નથી; કારણ કે તે મહાન પતિવ્રતા સતી છે.' વારંવાર આવો વિચાર કરીને, તેઓ દમયંતીના દુઃખનો વિચાર આવતો હોવા છતાં પણ કળિના પ્રભાવના કારણે દમયંતીને ત્યાં જ સૂતેલી છોડીને વનમાં ચાલ્યા ગયા.

જ્યારે દમયંતીની આંખો ખૂલી ત્યારે પોતાના પતિને ત્યાં નહિ જોતાં તે વ્યાકુળ થઈ ગઈ અને વિલાપ કરવા લાગી – 'હા પ્રાણનાથ! તમે ક્યાં ચાલ્યા ગયા છો? શું તમે મારી મજાક કરી રહ્યા છો? શું તમે ખરેખર ચાલ્યા ગયા છો?' આ રીતે વિલાપ કરતી કરતી એ એક

પછી એક વનમાં ઘૂમતી રહી. ત્યાં તેને એક અજગરે પકડી અને તે તેને ગળવા લાગ્યો. તે સમયે પણ તે પોતાના દુઃખનો ખ્યાલ નહિ કરતાં પતિના દુઃખનું જ સ્મરણ કરતી રહી. પછી તે બોલી – 'હે નાથ! અજગર મને ગળી રહ્યો છે; તમે મને તેનાથી કેમ છોડાવતા નથી?' તેના દુઃખભર્યા શબ્દો સાંભળીને એક વ્યાધ તેની પાસે આવ્યો અને તેણે તીક્ષ્ણ હથિયારથી અજગરને ચીરી નાખ્યો તથા દમયંતીને અજગરના મોઢામાંથી છોડાવી. પછી તેણે દમયંતીને સ્નાન કરાવ્યું. વ્યાધના પૂછવાથી દમયંતીએ તેને પોતાનો પૂરો પરિચય આપ્યો. હવે વ્યાધને દમયંતીના સૌંદર્ય પર મોહ થયો અને તેણે તેની આગળ અધર્મપૂર્ણ માગણી કરી. તેની આ બીભત્સ કુચેષ્ટા જોઈને સતી દમયંતીને ક્રોધ વ્યાપ્યો અને તેણે શાપ આપ્યો કે, 'જો મેં રાજા નળ સિવાય બીજા કોઈ પુરુષનું મનથી પણ કદી ચિંતન ન કર્યું હોય તો મારા તે પાતિવ્રત્યના પ્રભાવથી આ વ્યાધ મૃત્યુ પામીને ધરતી પર ઢળી પડે.' તે જ ક્ષણે તે વ્યાધ મૃત્યુ પામ્યો અને બળી ગયેલા ઠૂંઠાની જેમ ઢળી પડ્યો.

દમયંતી વનમાં આગળ ગઈ. ત્યાં તેણે તપસ્વીઓનો એક આશ્રમ જોયો. તપસ્વીઓના પૂછવાથી તેણે પોતાના દુઃખનો બધો વૃત્તાંત કહી સંભળાવ્યો અને પછી પૂછ્યું – 'શું મારા પતિ સાથે મારો મેળાપ થશે? મારા દુઃખનો ક્યારે અંત આવશે?' તપસ્વીઓએ કહ્યું – 'તારા પતિ સાથે તારો સત્વરે મેળાપ થશે અને તારાં બધાં દુઃખ દૂર થઈ જશે.' આ રીતે આશ્વાસન આપીને તેઓ આશ્રમ સહિત અંતર્ધાન થઈ ગયા.

દમયંતી આગળ જતાં ચેદિદેશના રાજા સુબાહુના મહેલની નજીક પહોંચી. તે સમયે તેને ગાંડી સમજીને કેટલાંય બાળકો તેને ઘેરી વળ્યાં હતાં. રાજમાતાએ આ દશ્ય જોઈને એક દાસી મારફતે દમયંતીને મહેલમાં બોલાવી અને પૂછ્યું – 'તું કોણ છે અને આમ શા માટે રખડતી ફરે છે?' દમયંતી બોલી – 'મારા પતિદેવ મને વનમાં એકલી મૂકીને ક્યાંક ચાલ્યા ગયા છે. હું તેમની શોધમાં ભટકતી ફરું છું.' આમ કહેતાં તેની

આંખોમાં આંસુ ભરાઈ આવ્યાં. પછી તેણે કહ્યું – 'હું દાસીનું કામ કરી શકું. પરંતુ મારી એ શરત છે કે હું કદી એઠું અન્ન નહિ ખાઉં, કોઈના પગ નહિ ધોઉં અને પરપુરુષ સાથે કોઈ પણ પ્રકારની વાતચીત નહિ કરું. જો કોઈ પુરુષ મારી સાથે દુર્વ્યવહાર કરશે તો તેને સજા કરવી પડશે. હું પોતાના પતિને શોધવા માટે બ્રાહ્મણો સાથે પૂછપરછ કરતી રહીશ.' તેની શરત સાંભળીને રાજમાતા ઘણાં ખુશ થયાં અને બોલ્યાં – 'એમ જ થશે.' પછી તેમણે પોતાની પુત્રી સુનંદાને બોલાવીને કહ્યું – 'બેટી! આ તારી ઉંમરની છે. આને તું પોતાની બહેનપણીની જેમ પ્રસન્નતાપૂર્વક મહેલમાં રાખજે.'

પેલી તરફ, રાજા નળ વનમાં રખડી રહ્યા હતા. ત્યારે વનમાં ભભૂકી ઊઠેલા દાવાનળમાંથી આવતો એક સર્પનો અવાજ સાંભળીને તેઓ તે દાવાનળમાં ઘૂસ્યા. તેઓ તે કર્કોટક નામના નાગને ઉપાડીને લઈ આવ્યા. તે નાગે રાજા નળને ગણીને ડગલાં ભરવાનું કહ્યું, ત્યારે રાજા નળે ગણતાં ગણતાં 'દશ' કહીને જ્યારે ડગલું માંડ્યું કે તરત જ તે કર્કોટક નાગે તેમને દંશ દીધો. તેથી તેમનું રૂપ બદલાઈ ગયું. રાજાએ પૂછ્યું – 'તેં આ શું કર્યું?' કર્કોટક બોલ્યો – 'તમે મારા પર મોટો ઉપકાર કર્યો છે, તેથી તમારો ઉપકાર કરવા માટે મેં આમ કર્યું છે. આમ થવાથી હવે તમને કોઈ ઓળખી શકશે નહિ. તમે રાજા ઋતુપર્ણને ત્યાં જાઓ અને ત્યાં નોકરી કરો. તમે તેમને અશ્વવિદ્યા શિખવાડજો અને તમે તેમની પાસેથી દ્યૂતકલા શીખી લેજો, જેથી તમને તમારું રાજ્ય પાછું મળી જશે. વળી, આ વસ્ત્રો તમને હું આપું છું. મારું સ્મરણ કરીને આ વસ્ત્રો પહેરવાથી તમારું રૂપ પહેલાંના જેવું થઈ જશે.' આમ કહી, વસ્ત્રો આપીને કર્કોટક ચાલ્યો ગયો.

રાજા નળ અયોધ્યાનરેશ ઋતુપર્ણ પાસે ગયા અને બોલ્યા – 'મારું નામ બાહુક છે. હું અશ્વવિદ્યા જાણું છું અને સારથિનું કામ કરી શકું છું. મને રસોઈ બનાવતાં આવડે છે અને બીજાં પણ ઘણાં કામ કરવાનું

જાણું છું.' રાજા ઋતુપર્ણે જવાબ આપ્યો કે 'તારી જવાબદારીમાં તે બધાં કામ રહેશે, પરંતુ અશ્વશાળાનો અધ્યક્ષ બનીને તારે ઘોડાઓની ચાલ તેજ બનાવવાનું કામ વિશેષરૂપે કરવું પડશે. વાર્ષ્ણેય અને જીવલ તારા હાથ નીચે કામ કરશે.' પછી રાજા નળ ત્યાં કામ કરવા લાગ્યા.

જ્યારે દમયંતીના પિતા રાજા ભીમે એવું સાંભળ્યું કે રાજા નળ રાજ્યભ્રષ્ટ થઈને દમયંતી સાથે વનમાં ચાલ્યા ગયા છે ત્યારે દુઃખી થયેલા તેમણે બ્રાહ્મણોને એવો આદેશ આપ્યો કે જે કોઈ દમયંતીની ભાળ મેળવીને મને જાણ કરશે તેને એક હજાર ગાયો અને જાગીર આપવામાં આવશે. અનેક બ્રાહ્મણો નળ-દમયંતીને શોધવા નીકળી પડ્યા. તેઓમાંના એક સુદેવ બ્રાહ્મણ ખોળતા-ખોળતા ચેદિદેશમાં રાજા સુબાહુને ત્યાં જઈ પહોંચ્યા. ત્યારે ત્યાં અનુષ્ઠાનમાં પુણ્યાહવાચન થતું હતું. તેમાં સુનંદાની પાસે બેઠેલી દમયંતીને સુદેવ બ્રાહ્મણે ઓળખી લીધી. તેણે દમયંતીને કહ્યું – 'તમારી અને રાજા નળની ભાળ મેળવવા માટે તમારા પિતાજીએ ઘણા બ્રાહ્મણોને કામે લગાડ્યા છે. તેમાંનો એક હું છું. હું તમારા ભાઈનો મિત્ર પણ છું. તમારી શોધમાં અહીં આવ્યો છું. તમારાં માતા-પિતા, ભાઈ અને તમારાં બાળકો પણ તમારા વિયોગને લીધે દુઃખી થઈ રહ્યાં છે. તેથી તમારે ત્યાં આવવું જોઈએ.' આ સાંભળીને દમયંતી રોઈ પડી અને તે ત્યાંના ખબરઅંતર પૂછવા લાગી. દમયંતીને રડતી જોઈને સુનંદાએ પોતાની માતા પાસે જઈને બધી વિગત જણાવી. રાજમાતા ત્યાં આવ્યાં અને તેમણે બ્રાહ્મણને પૂછ્યું – 'આ કોની પુત્રી અને કોની પત્ની છે?' બ્રાહ્મણ સુદેવે બધી ઓળખાણ કરાવતાં કહ્યું કે, 'આ વિદર્ભનરેશ ભીમનાં પુત્રી અને નિષધરાજ નળનાં ધર્મપત્ની દમયંતી છે.' આ સાંભળીને સુનંદાએ દમયંતીનું કપાળ ધોયું અને તેથી તેના કપાળમાંનું લાલચિહ્ન દેખાવા લાગ્યું. હવે રાજમાતાએ તેને ઓળખી લીધી અને તેઓ રડતાં રડતાં બોલ્યાં – 'અરે, તું તો મારી સગી બહેનની દીકરી છે. હું તને અત્યાર સુધી ઓળખી શકી નહિ.' દમયંતીએ કહ્યું – 'માતાજી! હું અહીં

બહેન સુનંદા સાથે ખૂબ સુખપૂર્વક રહી છું. મારાં માતાપિતા તથા મારાં બાળકો મારા વિના દુઃખી છે, તેમને મળવા માટે જવા હવે હું તમારી રજા માગું છું.' પછી, રાજમાતાએ દમયંતીને પાલખીમાં બેસાડીને વિદાય કરી અને તેના રક્ષણ માટે તેની સાથે ઘણા-બધા સૈનિકો મોકલ્યા. દમયંતી પોતાના પિતા ભીમ પાસે પહોંચી ગઈ. દમયંતીને આવેલી જોઈને તેનાં માતા-પિતા, ભાઈ અને બાળકો અત્યંત આનંદ પામ્યાં. સુદેવ બ્રાહ્મણને એક હજાર ગાયો, એક ગામ અને ઘણું ધન પુરસ્કારમાં આપવામાં આવ્યું.

એક સમયે દમયંતીએ માતાને કહ્યું – 'તમે મને જો જીવતી જોવા માગતા હો તો મારા પતિદેવને શોધી કાઢવાનો પુરુષાર્થ કરો.' દમયંતીની માતાએ પોતાના પતિ રાજા ભીમને દમયંતીની આ ઇચ્છા કહી સંભળાવી. રાજાએ નળને શોધી લાવવા માટે બ્રાહ્મણોને નિયુક્ત કર્યા. તે બધા બ્રાહ્મણો જ્યારે દમયંતી પાસે આવ્યા ત્યારે દમયંતીએ કહ્યું – "તમે જે નગરમાં જાઓ ત્યાં માણસોની ભીડમાં એવી વાત કહેજો કે 'તમે મને દાસીને વનમાં એકલી છોડીને ક્યાં ચાલ્યા ગયા છો? તમારી આ દાસી તમારા વિયોગમાં દુઃખી થઈને તમારી પ્રતીક્ષા કરી રહી છે.' " બધા બ્રાહ્મણો દમયંતીની સૂચના પ્રમાણે રાજા નળને શોધવા માટે ચાલી નીકળ્યા.

એક દિવસે પર્ણાદ નામના બ્રાહ્મણે પાછા આવીને દમયંતીને જણાવ્યું – "રાજા નળને શોધતાં શોધતાં જ્યારે મેં અયોધ્યાના રાજા ઋતુપર્ણની સભામાં જઈને તમારા શબ્દો કહી સંભળાવ્યા ત્યારે તેમના બાહુક નામના સારથિએ મને એકાંતમાં બોલાવ્યો. તે સારથિ રાજા ઋતુપર્ણના ઘોડાઓને તાલીમ આપે છે, સ્વાદિષ્ટ ભોજન બનાવે છે, પરંતુ હાથ ઘણા ટૂંકા અને શરીર શામળું છે. તેણે રડતાં રડતાં મને કહ્યું કે, 'કુળવાન સ્ત્રીઓ ભીષણ આપત્તિ આવી મળવા છતાં પણ પોતાના શીલનું રક્ષણ કરે છે અને પોતાના સતીત્વના બળથી સ્વર્ગને જીતી લે છે. ક્યારેક તેમના પતિ તેમનો ત્યાગ કરી દે તોપણ તેઓ ક્રોધ કરતી નથી, તેઓ

પોતાના સદાચારને હંમેશાં સાચવી રાખે છે. એ વાત સાચી છે કે પતિએ પોતાની પત્નીનો યોગ્ય આદર કર્યો નથી, પરંતુ તે પતિ એ સમયે રાજ્યસંપત્તિથી ભ્રષ્ટ, ક્ષુધાતુર, દુઃખી અને દુર્દશાગ્રસ્ત હતો. આવી સ્થિતિમાં તેના ઉપર ક્રોધ કરવો જોઈએ નહિ.' "

બ્રાહ્મણ પર્ણાદની વાત સાંભળીને દમયંતીની આંખોમાં આંસુ ભરાઈ આવ્યાં. પછી તેણે પર્ણાદને આદરપૂર્વક વિદાય આપી અને સુદેવ બ્રાહ્મણને બોલાવીને કહ્યું – "તમે સત્વરે અયોધ્યા જઈ પહોંચો અને રાજા ઋતુપર્ણને કહો કે 'નળના જીવવા કે મરવાની કોઈને ખબર નહિ હોવાના કારણે ભીમકુમારી દમયંતી કાલે સૂર્યોદયવેળાએ બીજો સ્વયંવર યોજવાની છે. જો તમે પહોંચી શકો તો ત્યાં જાઓ.' " બ્રાહ્મણ સુદેવે અયોધ્યામાં જઈને રાજા ઋતુપર્ણને દમયંતીની બધી વાત શબ્દશઃ કહી સંભળાવી.

રાજા ઋતુપર્ણે બાહુકને બોલાવીને પોતાને દમયંતીના સ્વયંવરમાં લઈ જવાની આજ્ઞા કરી. આ વાત સાંભળીને રાજા નળ ઘણા દુઃખી થયા. તેમણે પોતાના મનમાં વિચાર્યું – 'દમયંતીએ મને મેળવવા માટે જ આ યુક્તિ કરી હોવી જોઈએ. તે તો પતિવ્રતા, તપસ્વિની અને દુઃખી છે. મેં જ દુર્બુદ્ધિવશ તેનો ત્યાગ કરીને ભારે ક્રૂરતા આચરી છે. અપરાધ મારો જ છે. તે કદી પણ આવું કરી શકે જ નહિ.' બાહુકે રાજા ઋતુપર્ણને વિદર્ભદેશમાં પહોંચાડવાનો નિશ્ચય કર્યો અને તેઓ શીઘ્રગામી ઘોડાઓ જોતરીને એક રથ લઈ આવ્યા. રાજા તે રથ પર સવાર થઈને ચાલી નીકળ્યા. રથ વાયુની જેમ અત્યંત વેગપૂર્વક જઈ રહ્યો હતો. એક સ્થળે રાજાનો ખેસ પડી ગયો. રાજાએ કહ્યું – 'બાહુક! મારો ખેસ પડી ગયો છે. રથને રોકો.' બાહુક બોલ્યો – 'રાજન્! અત્યારે આપણે તે સ્થળથી એક જોજન દૂર આવી ગયા છીએ.' આ આશ્ચર્યની વાત સાંભળીને રાજા ઋતુપર્ણે કહ્યું – 'મારી ગણિતવિદ્યાની ચતુરાઈ જુઓ. આ સામેના બહેડાના વૃક્ષનાં પાંચ કરોડ પાંદડાં છે અને બે હજાર પંચાણું ફળ છે.

તમે ઇચ્છો તો ગણી શકો છો.' બાહુકે રથ રોકીને વૃક્ષ કાપીને તેનાં ફળ અને પાંદડાં ગણ્યાં તો બરાબર તેટલાં જ થયાં. પછી રાજા ઋતુપર્ણે બાહુકને કહ્યું – 'હું ગણિતવિદ્યા ઉપરાંત પાસાઓની વિદ્યા પણ જાણું છું.' બાહુક બોલ્યો – 'તમે મને પાસાઓની વિદ્યા શીખવાડો, તો હું તમને અશ્વવિદ્યા શીખવાડીશ.' ત્યારે રાજાએ તે બાહુકને પાસાઓની વિદ્યા શિખવાડી અને કહ્યું – 'તમે મને અશ્વવિદ્યા પછી શિખવાડજો.' ત્યારબાદ રાજા નળના શરીરમાંથી કળિ કર્કોટક નાગનું ઝેર ઓકતો બહાર નીકળ્યો. રાજા નળે તેને શાપ આપવા ઇચ્છ્યું, પણ કળિએ તેમના શરણે થઈને કહ્યું – 'તમે મને શાપ આપો નહિ. દમયંતીના શાપથી જ હું અત્યંત ત્રસ્ત છું. જેઓ તમારું ચરિત્ર ગાશે તેમને કદી પણ મારો ભય રહેશે નહિ.' રાજા નળ શાંત થયા અને કળિ બહેડાના વૃક્ષમાં પ્રવેશ્યો. બહેડાનું તે વૃક્ષ ઠૂંઠું થઈ ગયું.

એ પછી રાજા ઋતુપર્ણને લઈને નળ વિદર્ભદેશમાં પહોંચી ગયા. તે સમયે રથનો ગડગડાટ સાંભળીને દમયંતીને ખાતરી થઈ ગઈ કે 'આ રથના સારથિ મારા પતિદેવ નળ જ છે. મારા પતિ આજે જો મારી પાસે નહિ જ આવે તો હું ભડભડતી આગમાં કૂદી પડીશ. મેં કદી પણ મજાક-મશ્કરીમાં પણ તેમને કોઈ જૂઠી વાત કહી હોય, તેમનો કોઈ અપકાર કર્યો હોય, આપેલું વચન તોડ્યું હોય એવું યાદ નથી આવતું. તેઓ શક્તિશાળી, ક્ષમાશીલ, વીર, દાતા અને એકપત્નીવ્રત-ધારી છે. તેમના વિયોગમાં હું વ્યાકુળ થઈ રહી છું.' રાજા ઋતુપર્ણે ત્યાં પહોંચી જઈને રાજા ભીમને સમાચાર કહેવડાવ્યા, ત્યારે ભીમે ઋતુપર્ણને પોતાની પાસે બોલાવી લીધા. પછી, પરસ્પર કુશળક્ષેમ પૂછ્યા બાદ રાજા ભીમના પૂછવાથી રાજા ઋતુપર્ણે, અહીં સ્વયંવરનો કોઈ રંગ-ઢંગ નહિ જોતાં, એવી જ વાત કહી કે 'હું તો તમને મળવા આવ્યો છું.' પછી, રાજા ભીમે તેમના ઉતારાની અને અન્ય સુવિધાઓની વ્યવસ્થા કરી દીધી.

ત્યારબાદ દમયંતીએ મોકલેલી દાસી કેશિની નળનાં બાળકો ઈન્દ્રસેન અને ઈન્દ્રસેનીને સાથે લઈને બાહુકની પાસે ગઈ. બ્રાહ્મણ પર્ણાદે દમયંતીની જે વાત ઋતુપર્ણની રાજસભામાં કહી હતી તે જ વાત આ કેશિનીએ અહીં બાહુકને કહી સંભળાવી અને પછી પૂછ્યું – 'શું તમે રાજા નળ વિશે કંઈ જાણો છો?' બાહુકે જવાબ આપ્યો – 'રાજા નળ છુપાયેલા છે. તેમની પત્ની દમયંતી જ તેમને ઓળખી શકે. રાજા નળે પોતાની પત્ની સાથે યોગ્ય વર્તન કર્યું નથી તે સાચું, પરંતુ તેમણે વિપત્તિમાં સપડાવાના કારણે પત્નીનો ત્યાગ કર્યો હતો. તેથી દમયંતીએ પોતાના પતિ પર ક્રોધ નહિ કરવો જોઈએ.' આમ કહેતાં-કહેતાં તેમનું ચિત્ત વ્યગ્ર બની ગયું. પછી તેઓ બાળકોને જોઈને તેમને વહાલ કરવા લાગ્યા, તેમની આંખોમાં આંસુ ભરાઈ આવ્યાં. બાહુકે કેશિનીને કહ્યું – 'આ બાળકો મારાં બાળકો જેવાં જ છે. તેથી મારું હૈયું ભરાઈ આવ્યું. તું વારંવાર મારી પાસે ન આવ.' કેશિનીએ બાહુકનો બધો વર્તાવ-વ્યવહાર જોયો અને તેણે દમયંતી પાસે જઈને બધી વાત કહી સંભળાવી. કેશિનીએ કહ્યું – 'તે સારથિ બાહુકના જોવા માત્રથી જ ખાલી ઘડાઓમાં જળ ભરાઈ જાય છે; તેના હાથમાંનું ઘાસ સૂર્ય સામે ધરતાં જ સળગવા માંડે છે; આગથી તેના હાથ દાઝતા નથી; તેના મસળી નાખવા છતાં પણ ફૂલ કરમાતાં નથી, બલકે અધિક મહેકી ઊઠે છે; અને દરવાજા નીચે તેણે ઝૂકવું પડતું નથી, દરવાજો પોતે જ ઊંચો થઈ જાય છે. આવી આશ્ચર્યજનક વાતો મેં તેનામાં જેવી જોઈ તેવી આજ સુધી કોઈનામાં પણ જોઈ નથી.' કેશિનીની વાત સાંભળીને દમયંતીને એવી પાકી ખાતરી થઈ ગઈ કે આ બાહુક એ રાજા નળ જ છે.

પછી, દમયંતીએ પોતાનાં માતા-પિતાની અનુમતિ મેળવીને બાહુકને પોતાના મહેલમાં બોલાવ્યો. તેણે બાહુકને કહ્યું – 'ભીષણ વનમાં ઊંઘમાં નિશ્ચેષ્ટ પડેલી પોતાની પત્નીને નિષધરાજ નળ જ ત્યજી શકે! મેં જીવનભર કોઈ અપરાધ કર્યો નથી, છતાં પણ તેઓ મને વનમાં સૂતી

મૂકીને ચાલ્યા ગયા!' આટલું કહેતામાં જ તેની આંખોમાંથી અશ્રુધારા વહી ચાલી. આ સાંભળી-જોઈને નળ કહેવા લાગ્યા – 'મેં જાણી-જોઈને નથી તો રાજ્યનો ત્યાગ કર્યો કે નથી તો તને પણ ત્યજી. આ બધું તો કળિનું કારસ્તાન છે. હું જાણું છું કે તું જ્યારથી મારાથી વિખૂટી પડી છે ત્યારથી રાત-દિવસ મારું જ સ્મરણ-ચિંતન કરતી રહી છે. મેં પોતાના પુરુષાર્થ અને તપસ્યાના બળથી કળિ પર વિજય મેળવી લીધો છે અને હવે આપણા દુઃખનો અંત આવી ગયો છે. કળિ હવે મને છોડીને ચાલ્યો ગયો છે અને હું એકમાત્ર તારા માટે જ અહીં આવ્યો છું. પણ તું એ તો બતાવ કે તું મારા જેવા પ્રેમી અને અનુકૂળ પતિને છોડીને જે રીતે બીજા પતિ સાથે લગ્ન કરવા તૈયાર થઈ છે, શું કોઈ પણ બીજી સ્ત્રી આવું કરી શકે?'

દમયંતીએ હાથ જોડીને કહ્યું – 'આર્યપુત્ર! મને દોષ આપવો એ વાજબી નથી. તમે જાણો જ છો કે હું દેવોને છોડીને તમને વરી છું. મેં તો તમને અહીં બોલાવવા માટે જ આ યુક્તિ કરી હતી. હું જાણું છું કે તમારા સિવાય બીજો કોઈ મનુષ્ય એવો નથી કે જે એક દિવસમાં ઘોડા જોડેલા રથથી સો જોજન દૂર પહોંચી જાય. હું તમારા ચરણોનો સ્પર્શ કરીને સોગંદપૂર્વક સાચેસાચું કહું છું કે મેં કદી મનથી પણ પરપુરુષનો વિચાર કર્યો નથી. જો મેં કદી મનથી પણ પાપકર્મ કર્યું હોય તો આ સંસારમાં વિહરનારા વાયુદેવ, ભગવાન સૂર્ય અને મનના દેવ ચંદ્રમા મારા પ્રાણ હરી લે.'

તે જ સમયે વાયુદેવ અંતરિક્ષમાં આવી ઊભા અને બોલ્યા – 'રાજન્! હું સત્ય કહું છું કે દમયંતીએ કદી પણ કોઈ પાપ કર્યું નથી. તેણે ત્રણ વર્ષ સુધી પોતાના ઉજ્જ્વળ શીલવ્રતનું રક્ષણ કર્યું છે. અમે બધા તેના રખેવાળ રહ્યા છીએ અને તેના પાતિવ્રત્યના સાક્ષી છીએ. તેણે સ્વયંવરના સમાચાર તો તમને ખોળી કાઢવા માટે જ આપ્યા હતા. જે સમયે પવનદેવતા આ વાત કહી રહ્યા હતા તે સમયે આકાશમાંથી

પુષ્પવૃષ્ટિ થવા લાગી અને દેવ-દુંદુભિઓ વાગવા માંડી. આ જોઈને રાજા નળે કર્કોટક નાગે આપેલું વસ્ત્ર પહેરીને તેનું સ્મરણ કર્યું, જેથી તેમનું શરીર પહેલાંના જેવું થઈ ગયું. રાજા નળને પૂર્વવત્ રૂપમાં જોઈને દમયંતી તેમને બાઝી પડી અને રુદન કરવા લાગી. નળ રાજાએ પણ દમયંતીને પ્રેમપૂર્વક ગળે લગાવી અને બંને બાળકોને છાતી-સરસાં ચાંપીને તેઓ તેમની સાથે પ્રેમભરી વાતો કરવા લાગ્યા. આખી રાત દમયંતી સાથે વાતો કરવામાં જ વીતી ગઈ.

પ્રાતઃકાળ થતાં નાહી-ધોઈને, સુંદર વસ્ત્રો પહેરીને દમયંતી અને રાજા નળ રાજા ભીમ પાસે ગયાં અને તેમના ચરણોમાં પ્રણામ કર્યા. રાજા ભીમે ખૂબ આનંદપૂર્વક તેમનો સત્કાર કર્યો અને આશ્વાસન આપ્યું. વાત-વાતમાં આ સમાચાર બધે ફેલાઈ ગયા. નગરનાં સ્ત્રીપુરુષો આનંદમાં આવી જઈ ઉત્સવ મનાવવા લાગ્યાં. રાજા ૠતુપર્ણને જ્યારે આ વાતની જાણ થઈ ત્યારે તેમને ઘણો આનંદ થયો અને તેમણે નળને પોતાની પાસે બોલાવીને ક્ષમા માગી. રાજા નળે તેમના વ્યવહારોની શ્રેષ્ઠતા વર્ણવીને તેમની પ્રશંસા કરી અને તેમનો સત્કાર કર્યો. સાથે સાથે તેમને અશ્વવિદ્યા પણ શીખવાડી દીધી. રાજા ૠતુપર્ણ કોઈ બીજા સારથિને લઈને પોતાના નગર ભણી રવાના થયા.

ત્યારબાદ રાજા નળ પોતાના સસરાએ આપેલા રથ ઉપર સવાર થઈને સોળ હાથી, પચાસ ઘોડા અને છસો પૈદલ સૈનિકોને લઈ પોતાના નગરમાં આવી ગયા. તેઓ પુષ્કરને મળ્યા અને બોલ્યા – 'આવ, આપણે ફરી દ્યૂત રમીએ.' પુષ્કરે હસીને કહ્યું – 'સારી વાત છે. આ વખતે તો તમારા ધનને અને દમયંતીને પણ જીતી લઈશ.' દ્યૂત રમવાનું શરૂ થયું. રાજા નળે પુષ્કરનું રાજ્ય, રત્નભંડાર અને તેના પ્રાણ પણ જીતી લીધા અને કહ્યું – 'આ બધું રાજ્ય મારું થઈ ગયું; પરંતુ તું પોતાનું જીવન સુખેથી વિતાવ. હું તારા પ્રાણને મુક્તિ આપું છું. તારી બધી વસ્તુઓ અને તારો પહેલાંનો રાજ-ભાગ પણ તને આપું છું. તારા પર મને પહેલાંના જેવો જ પ્રેમ છે. તું મારો

વહાલો ભાઈ છે.' આ રીતે કહીને નળે પુષ્કરને ધીરજ બંધાવી અને તેને પોતાના હૈયે લગાવીને તેને જવાની અનુમતિ આપી. પુષ્કરે હાથ જોડીને રાજા નળને પ્રણામ કર્યા અને કહ્યું - 'સંસારમાં તમારી અક્ષય કીર્તિ થાઓ. તમે મારા અન્નદાતા અને પ્રાણદાતા છો.' ત્યારબાદ પુષ્કર પોતાના સેવકોને લઈને પોતાના નગરમાં ચાલ્યો ગયો. રાજા નળ પણ તેની સાથે ગયા અને પુષ્કરને પહોંચાડીને પોતાની રાજધાનીમાં પાછા આવી ગયા. બધાં નાગરિક પ્રજાજનો અને મંત્રીમંડળના સભ્યો રાજા નળને મેળવીને ઘણાં પ્રસન્ન થયાં. તેમણે શરીરે રોમાંચિત થઈને રાજા નળને હાથ જોડીને નિવેદન કર્યું - 'હે રાજેન્દ્ર! આજે અમે બધાં દુઃખથી છુટકારો મેળવીને સુખી થયાં છીએ.'

એ પછી રાજા નળે દમયંતીને તેડી લાવવા સૈન્ય મોકલ્યું. રાજા ભીમે ઘણીબધી ચીજવસ્તુઓ આપીને પોતાની પુત્રીને સાસરે વળાવી. દમયંતી પોતાનાં બંને બાળકોને લઈને મહેલમાં આવી ગઈ. રાજા નળ અત્યંત આનંદપૂર્વક સમય વિતાવવા લાગ્યા. રાજા નળની ખ્યાતિ દૂરદૂર સુધી ફેલાઈ ગઈ. તેઓ ધર્મબુદ્ધિપૂર્વક પ્રજાપાલન કરવા લાગ્યા. તેમણે મોટામોટા યજ્ઞો કરીને ભગવાનની આરાધના કરી.

દમયંતીના આ પવિત્ર ચરિત્રમાંથી સ્ત્રીઓએ એવો બોધ લેવો જોઈએ કે પતિને જ સર્વસ્વ માનીને સ્ત્રીઓએ પોતાના પતિની સેવા કરવી જોઈએ. સ્ત્રી માટે પોતાના પતિ સિવાય અન્ય કશું જ ઈષ્ટ નથી.

## શ્રીલક્ષ્મીજીનો ઉપદેશ

પાતિવ્રત્યધર્મના વિષયમાં શ્રીલક્ષ્મીજીએ દેવોને કહ્યું છે –

**पतिर्बन्धुर्गतिर्भर्त्ता दैवतं गुरुरेव च।**
**सर्वस्माच्च परः स्वामी न गुरुः स्वामिनः परः॥**

(બ્રહ્મવૈવર્તપુરાણ : શ્રીકૃષ્ણજન્મખંડ - ૫૭/૧૧)

'સ્ત્રીઓ માટે પતિ જ બંધુ છે, પતિ જ ગતિ છે તથા પતિ જ ગુરુ અને પતિ જ દેવ છે. તેમના માટે સૌથી શ્રેષ્ઠ પતિ જ છે, પતિ કરતાં અન્ય કોઈ ઉત્તમ ગુરુ નથી.'

**या स्त्री सर्वपरं द्वेष्टि पतिं विष्णुसमं गुरुम्।**
**कुम्भीपाके पचति सा यावदिन्द्राश्चतुर्दश॥**

(બ્રહ્મવૈવર્તપુરાણ : શ્રીકૃષ્ણજન્મખંડ - ૫૭/૧૫)

'જે સ્ત્રી વિષ્ણુ સમાન પૂજ્ય અને સર્વોત્તમ એવા પોતાના પતિનો દ્વેષ કરે છે તે સ્ત્રી, ચૌદ ઈન્દ્રોનું આયુષ્ય સમાપ્ત થાય નહિ ત્યાં સુધી કુંભીપાક નરકમાં શેકાય છે.'

**व्रतं चानशनं दानं सत्यं पुण्यं तपश्चिरम्।**
**पतिभक्तिविहीनाया भस्मीभूतं निरर्थकम्॥**

(બ્રહ્મવૈવર્તપુરાણ : શ્રીકૃષ્ણજન્મખંડ - ૫૭/૧૬)

'વ્રત, ઉપવાસ, દાન, સત્ય, પુણ્ય, દીર્ઘકાલીન તપ - આ બધાં સત્કર્મો પતિભક્તિ-રહિત સ્ત્રી માટે ભસ્મીભૂત અને નિરર્થક છે.'

**पतिसेवा व्रतं स्त्रीणां पतिसेवा परं तपः।**
**पतिसेवा परो धर्मः पतिसेवा सुरार्चनम्॥**
**पतिसेवा परं सत्यं दानतीर्थानुसेवनम्।**
**सर्वदेवमयः स्वामी सर्वदेवमयः शुचिः॥**
**सर्वपुण्यस्वरूपश्च पतिरूपी जनार्दनः।**

(બ્રહ્મવૈવર્તપુરાણ : શ્રીકૃષ્ણજન્મખંડ - ૫૭/૧૮-૨૦ : પૂર્વાર્ધ)

'સ્ત્રીઓ માટે પતિસેવા જ વ્રત છે, પતિસેવા જ પરમ તપ છે, પતિસેવા જ પરમ ધર્મ છે અને પતિસેવા જ દેવપૂજન છે; તેમના માટે પતિસેવા જ પરમ સત્ય, દાન અને તીર્થસેવન છે. સ્ત્રીઓ માટે પતિ જ સર્વદેવસ્વરૂપ છે, તેમના માટે પતિરૂપ જનાર્દન સર્વદેવમય, પરમપવિત્ર અને સર્વપુણ્યસ્વરૂપ છે.'

દક્ષકન્યાઓએ પોતાના પિતાને કહ્યું છે -

**पतिरेव गतिः स्त्रीणां पतिः प्राणाश्च सम्पदः।**
**धर्मार्थकाममोक्षाणां हेतुः सेतुर्भवार्णवे॥**

(બ્રહ્મવૈવર્તપુરાણ : બ્રહ્મખંડ - ૯/૬૪)

'સ્ત્રીઓ માટે પતિ જ ગતિ અને પતિ જ પ્રાણ છે તથા પતિ જ સર્વસંપદા છે; પતિ જ ધર્મ, અર્થ, કામ, મોક્ષની સિદ્ધિનો હેતુ છે અને સંસારસમુદ્રને પાર કરવા માટેનો સેતુ છે.'

**पतिर्नारायणः स्त्रीणां व्रतं धर्मः सनातनः।**
**सर्वं कर्म वृथा तासां स्वामिनां विमुखाश्च याः॥**

(બ્રહ્મવૈવર્તપુરાણ : બ્રહ્મખંડ - ૯/૬૫)

'સ્ત્રીઓ માટે પતિ જ સાક્ષાત્ નારાયણ છે, પતિ જ વ્રત અને સનાતન ધર્મ છે; જે સ્ત્રીઓ પોતાના સ્વામીથી વિમુખ હોય છે તેમનાં તમામ કર્મો વ્યર્થ છે.'

**स्नानं च सर्वतीर्थेषु सर्वयज्ञेषु दक्षिणा।**
**सर्वदानानि पुण्यानि व्रतानि नियमाश्च ये॥**
**देवार्चनं चानशनं सर्वाणि च तपांसि च।**
**स्वामिनः पादसेवायाः कलां नार्हन्ति षोडशीम्॥**

(બ્રહ્મવૈવર્તપુરાણ : બ્રહ્મખંડ - ૯/૬૬-૬૭)

'તમામ તીર્થોમાં કરેલું સ્નાન, તમામ યજ્ઞોમાં આપેલી દક્ષિણા, કરેલાં તમામ દાન, પુણ્યકર્મો, વ્રતો, નિયમો તથા દેવપૂજા, ઉપવાસ, બધા પ્રકારનાં તપ વગેરે જે છે તે બધાંય મળીને પણ પતિની ચરણસેવાની સોળમી કળાની બરાબરી કરી શકતાં નથી.'

**सर्वेषां बान्धवानां च प्रियः पुत्रश्च योषिताम्।**
**स एव स्वामिनोंऽशश्च शतपुत्रात्परः पतिः॥**

(બ્રહ્મવૈવર્તપુરાણ : બ્રહ્મખંડ - ૯/૬૮)

'સ્ત્રીઓ માટે તમામ સગાંસંબંધીઓમાં ઉત્તમ હોય છે પોતાનો પ્રિય પુત્ર, કે જે પતિનો જ અંશ હોય છે; તેથી સો પુત્રો કરતાં પણ પતિ જ ઉત્તમ છે.'

**पतितं रोगिणं दुष्टं निर्धनं गुणहीनकम्।**
**युवानं चैव वृद्धं वा भजेत्तं न त्यजेत् सती॥**

(બ્રહ્મવૈવર્તપુરાણ : બ્રહ્મખંડ - ૯/૭૦)

'પતિ પતિત હોય, રોગી હોય, દુષ્ટ હોય, નિર્ધન હોય, ગુણહીન હોય, યુવાન હોય કે પછી વૃદ્ધ હોય - સતી સ્ત્રીએ પોતાના પતિની સેવા જ કરવી જોઈએ, તેનો ત્યાગ કરવો જોઈએ નહિ.'

**सगुणं निर्गुणं वापि द्वेष्टि या संत्यजेत्पतिम्।**
**पच्यते कालसूत्रे सा यावच्चन्द्रदिवाकरौ॥**

(બ્રહ્મવૈવર્તપુરાણ : બ્રહ્મખંડ - ૯/૭૧)

'પતિ ગુણવાન હોય અથવા ગુણહીન હોય, પણ જે સ્ત્રી પતિનો દ્વેષ કરે છે અથવા તેને ત્યજી દે છે તે સ્ત્રી, ચંદ્ર અને સૂર્ય જ્યાં સુધી છે ત્યાં સુધી (અર્થાત્ અનંત કાળ સુધી) કાલસૂત્ર નરકમાં શેકાય છે.'

## જરત્કારુ મુનિનો ઉપદેશ

શ્રીજરત્કારુ મુનિએ પણ પતિસેવાનું માહાત્મ્ય બતાવતાં પોતાની પત્નીને કહ્યું છે -

**तपश्चानशनं चैव व्रतं दानादिकं च यत्।**
**भर्तुरप्रियकारिण्याः सर्वं भवति निष्फलम्॥**

(બ્રહ્મવૈવર્તપુરાણ : પ્રકૃતિખંડ - ૪૬/૩૩)

'પતિનું અપ્રિય કરનારી સ્ત્રીનાં તપ, ઉપવાસ, વ્રત, દાન વગેરે જે જે સત્કર્મો હોય તે બધાં જ નિષ્ફળ જાય છે.'

**यया पतिः पूजितश्च श्रीकृष्णः पूजितस्तया।**
**पतिव्रताव्रतार्थं च पतिरूपी हरिः स्वयम्॥**

(બ્રહ્મવૈવર્તપુરાણ : પ્રકૃતિખંડ - ૪૬/૩૪)

'જે સ્ત્રીએ પોતાના પતિની પૂજા કરી છે તેણે ભગવાન શ્રીકૃષ્ણની પૂજા કરી છે; પતિવ્રતા સ્ત્રીના વ્રત માટે પતિ જ પરમેશ્વર છે.'

**सर्वदानं सर्वयज्ञः सर्वतीर्थनिषेवणम्।**
**सर्वं तपो व्रतं सर्वमुपवासादिकं च यत्॥**
**सर्वधर्मश्च सत्यं च सर्वदेवप्रपूजनम्।**
**तत्सर्वं स्वामिसेवायाः कलां नार्हति षोडशीम्॥**

(બ્રહ્મવૈવર્તપુરાણ : પ્રકૃતિખંડ - ૪૬/૩૫-૩૬)

'તમામ દાન, તમામ યજ્ઞ, તમામ તીર્થોનું સેવન, તમામ તપ, તમામ વ્રત અને અન્ય પણ ઉપવાસ વગેરે તમામ ધર્મો તથા સત્યપાલન, તમામ દેવોનું પૂજન – તે બધાંય મળીને પણ પતિસેવાની સોળમી કલાની બરાબરી કરી શકતાં નથી.'

**सुपुण्ये भारते वर्षे पतिसेवां करोति या।**
**वैकुण्ठं स्वामिना सार्द्धं सा याति ब्रह्मणः पदम्॥**

(બ્રહ્મવૈવર્તપુરાણ : પ્રકૃતિખંડ - ૪૬/૩૭)

'જે સ્ત્રી આ પુણ્યભૂમિ ભારતવર્ષમાં પતિસેવા કરે છે તે પોતાના પતિની સાથે પરબ્રહ્મ પરમાત્માના પરમધામ વૈકુંઠમાં જાય છે.'

**विप्रियं कुरुते भर्तुर्विप्रियं वदति प्रियम्।**
**असत्कुलप्रजाता या तत्फलं श्रूयतां सति॥**
**कुम्भीपाकं व्रजेत् सा च यावच्चन्द्रदिवाकरौ।**
**ततो भवति चाण्डाली पतिपुत्रविवर्जिता॥**

(બ્રહ્મવૈવર્તપુરાણ : પ્રકૃતિખંડ - ૪૬/૩૮-૩૯)

'હે સતી! અધમ કુળમાં જન્મેલી જે સ્ત્રી પોતાના પતિને અપ્રિય હોય તેવું કરે છે અને પતિને અપ્રિય લાગે તેવું બોલે છે તેનું ફળ તમે સાંભળો. તેવી સ્ત્રી, ચંદ્ર અને સૂર્ય જ્યાં સુધી છે ત્યાં સુધી (અર્થાત્ અનંત કાળ સુધી) કુંભીપાક નરકમાં પડેલી રહે છે અને ત્યારપછી પતિ-પુત્રવિહોણી તે ચાંડાલી થાય છે.'

## સતી લોપામુદ્રાની કથા

મિત્રાવરુણના પુત્ર મહર્ષિ અગસ્ત્ય મહાન તપસ્વી હતા. તેમનાં ધર્મપત્ની લોપામુદ્રા પણ અત્યંત ઉચ્ચ કોટિનાં પતિવ્રતા સ્ત્રી હતાં. તેમના પાતિવ્રત્ય-ધર્મપાલનનું વર્ણન શ્રીસ્કંદપુરાણમાં કાશીખંડના પૂર્વાર્ધના ચોથા અધ્યાયમાં વિસ્તારપૂર્વક કરવામાં આવ્યું છે, જેનો સારસંક્ષેપ અહીં આપવામાં આવે છે. જો આ કથા વિસ્તારપૂર્વક જાણવી હોય તો એ ગ્રંથમાંથી જાણી શકાય છે.

એક સમયે બધા દેવોની સાથે બૃહસ્પતિજી અગસ્ત્ય ઋષિના આશ્રમમાં ગયા. આશ્રમ પાસે વિચરતાં પશુ-પક્ષીઓને પણ મુનિઓ જેવાં વૈરભાવરહિત અને પ્રેમપૂર્વક વર્તાવ કરતાં જોઈને દેવોએ એમ જ માન્યું કે આ પુણ્યક્ષેત્રનો આ પ્રભાવ છે. પછી તેમણે અગસ્ત્ય મુનિની પર્ણકુટિ જોઈ, કે જે હોમ અને ધૂપની સુગંધથી સુવાસિત હતી અને ઘણાબધા બ્રહ્મચારી વિદ્યાર્થીઓથી સુશોભિત હતી. પતિવ્રતા-શિરોમણિ લોપામુદ્રાનાં ચરણચિહ્નોથી અંકિત થયેલું પર્ણકુટિનું આંગણું જોઈને બધા દેવોએ નમસ્કાર કર્યા. દેવોને પધારેલા જોઈને મુનિ ઊભા થઈ ગયા અને બધાનો યથાયોગ્ય આદરસત્કાર કરીને તેમને આસનો પર બેસાડ્યા.

ત્યારબાદ બૃહસ્પતિજીએ કહ્યું - ''હે મહાભાગ્યવાન અગસ્ત્યજી! તમે ધન્ય છો, કૃતકૃત્ય છો અને મહાત્મા પુરુષો માટે પણ માનનીય છો. તમારામાં તપસ્યાની સંપત્તિ છે, અચળ બ્રહ્મતેજ છે, પુણ્યની ઉત્કૃષ્ટ શોભા છે, ઉદારતા છે અને વિવેકશીલ મન છે. તમારી સહધર્મિણી આ કલ્યાણમયી લોપામુદ્રા મહાન પતિવ્રતા છે, તમારા શરીરના પડછાયા સમાન છે. તેમની ચર્ચા પણ પુણ્યદાયી છે. હે મુનિ! તેઓ તમારા ભોજન કરી લીધા પછી જ ભોજન કરે છે, તમે ઊભા રહો છો ત્યારે તેઓ પોતે પણ ઊભાં રહે છે, તમારા સૂતા પછી તેઓ સૂએ છે અને તમે જાગો તે પહેલાં તેઓ જાગી જાય છે. તમારું આયુષ્ય વધે - એ ઉદ્દેશ્યથી તેઓ કદી તમારા નામનું ઉચ્ચારણ કરતાં નથી. પરપુરુષનું નામ પણ તેઓ પોતાની જીભ પર લાવતાં નથી. તેઓ કડવી વાતો સહી લે છે, પરંતુ તેના બદલામાં તેઓ કોઈ કટુવચન પોતાના મુખેથી ઉચ્ચારતાં નથી. તમારો ઠપકો સાંભળીને પણ તેઓ પ્રસન્ન જ રહે છે. જ્યારે તમે તેમને કહો છો કે 'પ્રિયે! અમુક કામ કર' ત્યારે તેમનો ઉત્તર હોય છે - 'સ્વામિન્! તમે માની જ લો કે તે કામ સંપન્ન થઈ ગયું.' તમારા બોલાવવાથી તેઓ ઘરનાં આવશ્યક કામો પડતાં મૂકીને પણ તરત દોડ્યાં આવે છે. તેઓ દરવાજા પર લાંબો સમય ઊભાં રહેતાં નથી, બારણામાં

બેસતાં નથી અને ત્યાં સૂતાં પણ નથી. તમારી અનુમતિ વિના કોઈ વસ્તુ કોઈને આપતાં નથી. તમે કહો નહિ તો પણ તેઓ પોતે જ તમારી ઇચ્છા મુજબની પૂજાની સઘળી સામગ્રી હાજર કરી દે છે, નિત્યકર્મ માટે જળ, દર્ભ, પત્ર-પુષ્પ, અક્ષત વગેરે પ્રસ્તુત કરે છે. સેવા કરવા માટે મોકો શોધતાં રહે છે અને જે સમયે જે જરૂરી અને યોગ્ય હોય તે કોઈ જાતના ઉચાટ વિના, અત્યંત પ્રસન્નતાપૂર્વક હાજર કરી દે છે. તમારા ભોજન કર્યા પછી વધેલું અન્ન, ફળ વગેરે ખાય છે તથા તમારી આપેલી પ્રત્યેક વસ્તુને મહાપ્રસાદ ગણીને શિરોધાર્ય કરે છે. તેઓ દેવો, પિતૃઓ, અતિથિઓ અને સેવકો, ગાયો અને યાચકો વગેરેને પણ તેમનો ભાગ આપ્યા વિના પોતે કદી ભોજન કરતાં નથી. તેઓ વસ્ત્ર, આભૂષણ વગેરે ચીજવસ્તુઓને સ્વચ્છ અને સુરક્ષિત રાખે છે. તેઓ ઘરના કામમાં પ્રવીણ છે અને હંમેશાં પ્રસન્ન રહે છે. તેઓ નિરર્થક અને ઉડાઉ ખર્ચ કરતાં નથી તથા તમારી અનુમતિ લીધા વિના તેઓ કોઈ ઉપવાસ, વ્રત વગેરે પણ કરતાં નથી. જનમેદની વડે ઊજવાતા ઉત્સવોનું દર્શન તો તેઓ દૂરથી જ ત્યજી દે છે અને તીર્થયાત્રા વગેરે તથા લગ્નોત્સવ-દર્શન વગેરે કાર્યો માટે પણ તેઓ કદી ક્યાંય જતાં નથી. રજસ્વલા હોવાના સમયે તેઓ ત્રણ રાત સુધી પોતાનું મોં પણ પતિને (તમને) બતાવતાં નથી. સારી રીતે સ્નાન કર્યા પછી તેઓ પહેલાં તમારું જ મુખ જુએ છે, અન્ય કોઈનું પણ નહિ; અથવા તમે હાજર ન હો તો મનોમન તમારું ધ્યાન કરીને સૂર્યદેવનાં દર્શન કરે છે.

''તેથી, પતિના આયુષ્યની વૃદ્ધિ ઇચ્છતી પતિવ્રતા સ્ત્રીએ પોતાના શરીર પરથી હળદર, કંકુ, સિંદૂર, કાજળ, ચોળી-કબજો, તાંબૂલ અને અન્ય શુભ-માંગલિક આભૂષણો કદી પણ હટાવવાં જોઈએ નહિ. કેશ-પ્રસાધન, વેણી ગૂંથવી, હાથ-કાન વગેરે પર ઘરેણાં પહેરવાં વગેરે સ્ત્રીસહજ શણગાર કરવાનું કદી પણ બંધ કરવું જોઈએ નહિ.

''સ્ત્રીઓ માટે એ જ ઉત્તમ વ્રત, એ જ પરમ ધર્મ અને એ જ

એકમાત્ર દેવપૂજન છે કે તેઓ પતિના વચનને ટાળે નહિ અર્થાત્ પતિની આજ્ઞાનું ઉલ્લંઘન કરે નહિ. પતિ ભલે નપુંસક, દુર્દશાગ્રસ્ત, રોગી, વૃદ્ધ હોય અથવા સારી સ્થિતિમાં કે ખરાબ સ્થિતિમાં હોય, પણ સ્ત્રીએ એકમાત્ર પોતાના પતિનો કદી પણ ત્યાગ કરવો જોઈએ નહિ. સ્ત્રીએ પતિ આનંદમાં હોય તો પોતે પણ આનંદમાં રહેવું જોઈએ અને પતિ વિષાદગ્રસ્ત હોય તો પોતે પણ વિષાદગ્રસ્ત રહેવું જોઈએ. પતિપરાયણ સતીએ સંપત્તિમાં અને વિપત્તિમાં પણ પતિની સાથે એકરૂપ થઈને રહેવું જોઈએ. તીર્થસ્નાનની ઈચ્છા રાખનારી સ્ત્રીએ પોતાના પતિનું ચરણોદક પીવું જોઈએ; કારણ કે તેના માટે માત્ર પતિ જ ભગવાન શિવ અને શ્રીવિષ્ણુ કરતાં પણ ઉત્તમ છે. જે સ્ત્રી પતિની આજ્ઞાનું ઉલ્લંઘન કરીને વ્રત, ઉપવાસ વગેરે નિયમો પાળે છે તે પોતાના પતિનું આયુષ્ય ચોરે છે અને મર્યા પછી નરકને પ્રાપ્ત કરે છે. સ્ત્રી માટે પતિ જ દેવ છે, પતિ જ ગુરુ છે અને પતિ જ ધર્મ, તીર્થ તેમ જ વ્રત છે. તેથી સ્ત્રીએ બધું જ છોડી દઈને પતિની જ સેવા-પૂજા કરવી જોઈએ.''*

આ રીતે કહીને બૃહસ્પતિજીએ લોપામુદ્રાને કહ્યું - 'પતિનાં ચરણ-કમળો પર દૃષ્ટિ રાખનારાં હે મહામાતા લોપામુદ્રા! અમે અહીં કાશીમાં આવીને જે ગંગાસ્નાન કર્યું તેનું જ આ ફળ છે કે અમને તમારાં દર્શન થયાં'

સ્ત્રીઓએ પોતે રજસ્વલા થતાં ત્રણ રાત્રિ સુધી ઘરની વસ્તુઓને અડવું જોઈએ નહિ; કારણ કે આ સમયે તેઓ અપવિત્ર હોય છે. આજકાલ સ્ત્રીઓ જ્યારે પોતે સ્ત્રીધર્મ (અર્થાત્ ઋતુસ્રાવ-કાળ)માં હોય છે ત્યારે ઘરની વસ્તુઓને અને બાળકોને અડે છે, પણ એમ કરવું એ ઘણું જ

---

* इदमेव व्रतं स्त्रीणामयमेव परो वृषः।
इयमेका देवपूजा भर्तुर्वाक्यं न लङ्घयेत्॥
क्लीबं वा दुरवस्थं वा व्याधितं वृद्धमेव वा।
सुस्थितं दुःस्थितं वापि पतिमेकं न लङ्घयेत्॥

ખરાબ છે. સ્ત્રીઓએ આ ત્રણ દિવસ દરમિયાન ઘણી સાવચેતી રાખીને વર્તવું જોઈએ. આ સમયે તેણે આંખોમાં કાજળ લગાવવું જોઈએ નહિ, નદી વગેરે જળાશયોમાં સ્નાન કરવું જોઈએ નહિ, પલંગ ઉપર નહિ સૂતાં જમીન પર સૂવું જોઈએ, દિવસે સૂવું જોઈએ નહિ, કોઈની સાથે ઠઠ્ઠા-મશ્કરી કરવી જોઈએ નહિ, પીઠી ચોળવી નહીં અને ઘરમાં રસોઈ વગેરે કામ કરવાં જોઈએ નહિ. વ્યાસસ્મૃતિમાં જણાવ્યું છે -

**रजोदर्शनतो दोषात् सर्वमेव परित्यजेत्।**
**सर्वैरलक्षिता शीघ्रं लज्जितान्तर्गृहे वसेत्॥**

(વ્યાસસ્મૃતિ - ૨/૩૭)

'સ્ત્રીએ રજોદર્શનરૂપી અપવિત્રતાના કારણે સત્વરે ઘરનું બધું કામકાજ કરવાનું બંધ કરી દેવું જોઈએ અને બધાંની દૃષ્ટિથી અળગી રહીને લજ્જાશીલ થઈને ઘરમાં જ રહેવું જોઈએ.'

**एकाम्बरावृता दीना स्नानालंङ्कारवर्जिता।**
**मौनिन्यधोमुखी चक्षुःपाणिपद्भिरचञ्चला॥**

(વ્યાસસ્મૃતિ - ૨/૩૮)

'...વિનમ્રભાવે એક જ વસ્ત્ર પહેરવું જોઈએ, સ્નાન અને અલંકાર ત્યજવાં જોઈએ, મુખ નીચું રાખવું જોઈએ, મૌન પાળવું જોઈએ તથા આંખો, હાથ અને પગથી ચંચળતા દાખવવી જોઈએ નહિ.'

---

* **हृष्टा हृष्टे विषण्णास्या विषण्णास्ये प्रिये सदा।**
**एकरूपा भवेत् पुण्या सम्पत्सु च विपत्सु च॥**
**तीर्थस्नानार्थिनी नारी पतिपादोदकं पिबेत्।**
**शङ्करादपि विष्णोर्वा पतिरेकोऽधिकः स्त्रियाः॥**
**व्रतोपवासनियमं पतिमुल्लङ्घ्य या चरेत्।**
**आयुष्यं हरते भर्तुर्मृता निरयमृच्छति॥**
**भर्ता देवो गुरुर्भर्ता धर्मतीर्थव्रतानि च।**
**तस्मात् सर्वं परित्यज्य पतिमेकं समर्चयेत्॥**

(સ્કંદપુરાણ : કાશીખંડ પૂ. - ૪/૩૦-૩૨, ૩૪-૩૫, ૪૮)

**अश्नीयात् केवलं भक्तं नक्तं मृण्मयभाजने।**
**स्वपेद् भूमावप्रमत्ता क्षपेदेवमहस्त्रयम्॥**

(વ્યાસસ્મૃતિ - ૨/૩૯)

'...રાત્રિ-સમયે માટીના વાસણમાં એક વાર ભોજન કરવું જોઈએ, જમીન ઉપર સૂવું જોઈએ. - આ રીતે પ્રમાદ-રહિત થઈને ત્રણ દિવસ વિતાવવા જોઈએ.'

**स्नायीत च त्रिरात्रान्ते सचैलमुदिते रवौ।**
**विलोक्य भर्तुर्वदनं शुद्धा भवति धर्मतः॥**
**कृतशौचा पुनः कर्म पूर्ववच्च समाचरेत्॥**

(વ્યાસસ્મૃતિ - ૨/૪૦, ૪૧ : ઉત્તરાર્ધ)

'...ત્રણ રાત્રિઓ વીત્યા પછી સૂર્યોદય થયા બાદ વસ્ત્ર સહિત સ્નાન કરવું જોઈએ. એ પછી પતિના મુખનું દર્શન કરવાથી તે ધર્મપૂર્વક શુદ્ધ બને છે. શુદ્ધ થતાં તે ફરીથી ઘરનું સઘળું કામકાજ પૂર્વવત્ કરી શકે છે.'

સ્ત્રીઓએ રજસ્વલા થતાં પતિ-સમાગમ કરવો જોઈએ નહિ. પતિ ઇચ્છા દર્શાવે તો તેમને સમજાવીને તેમની ઇચ્છાનો અસ્વીકાર કરવો જોઈએ; કારણ કે આવી સ્થિતિમાં સમાગમ કરવાથી પતિનું તેજ, આયુષ્ય અને બળ ક્ષય પામે છે. શ્રીમનુ મહારાજ કહે છે -

**नोपगच्छेत् प्रमत्तोऽपि स्त्रियमार्तवदर्शने।**
**समानशयने चैव न शयीत तया सह॥**

(મનુસ્મૃતિ - ૪/૪૦)

'કામાર્ત હોય તોપણ સ્ત્રીના ઋતુદર્શન અર્થાત્ માસિક ધર્મના સમયે તેની પાસે જવું જોઈએ નહિ અને તેની સાથે એક શય્યા પર સૂવું પણ જોઈએ નહિ.'

**रजसाभिप्लुतां नारीं नरस्य ह्युपगच्छतः।**
**प्रज्ञा तेजो बलं चक्षुरायुश्चैव प्रहीयते॥**

(મનુસ્મૃતિ - ૪/૪૧)

'...કારણ કે જે પુરુષ રજસ્વલા સ્ત્રી પાસે જાય છે તેની બુદ્ધિ, તેજ, બળ, દૃષ્ટિ અને આયુષ્ય પણ હ્રાસ પામે છે.'

**तां विवर्जयतस्तस्य रजसा समभिप्लुताम्।**
**प्रज्ञा तेजो बलं चक्षुरायुश्चैव प्रवर्धते॥**

(મનુસ્મૃતિ - ૪/૪૨)

'રજસ્વલા સ્ત્રી સાથેનો સમાગમ ત્યજનારા તે પુરુષની બુદ્ધિ, તેજ, બળ, દૃષ્ટિ અને આયુષ્ય અવશ્ય વૃદ્ધિ પામે છે.'

જે સ્ત્રી-પુરુષ એકબીજાને પ્રેમ કરે છે તથા પ્રસન્ન રહે છે અને ઋતુકાળમાં જ સમાગમ કરે છે તેમને ઉત્તમ સંતાન થાય છે. શ્રીમનુ મહારાજે જણાવ્યું છે -

**सन्तुष्टो भार्यया भर्ता भर्त्रा भार्या तथैव च।**
**यस्मिन्नेव कुले नित्यं कल्याणं तत्र वै ध्रुवम्॥**

(મનુસ્મૃતિ - ૩/૬૦)

'જે કુટુંબમાં પત્ની થકી પતિ પ્રસન્ન રહે છે અને એ જ રીતે પતિ થકી પત્ની પ્રસન્ન રહે છે ત્યાં હંમેશાં કલ્યાણ થવું નિશ્ચિત જ છે.'

**यदि हि स्त्री न रोचेत पुमांसं न प्रमोदयेत्।**
**अप्रमोदात् पुनः पुंसः प्रजनं न प्रवर्तते॥**

(મનુસ્મૃતિ - ૩/૬૧)

'સ્ત્રી જો વસ્ત્રાભૂષણ વગેરેથી શોભાયમાન હોતી નથી તો તે પોતાના પુરુષને આનંદિત કરી શકતી નથી અને પુરુષના આનંદિત થયા વિના ઉત્તમ સંતાન થતું નથી.'

તેથી પતિ-પત્ની બંનેએ એકબીજાને આનંદિત કરવાં જોઈએ અને શાસ્ત્રોક્ત સમયે જ સમાગમ કરવો જોઈએ.

**ऋतुकालाभिगामी स्यात् स्वदारनिरतः सदा।**
**पर्ववर्जं व्रजेच्चैनां तद्व्रतो रतिकाम्यया॥**

(મનુસ્મૃતિ - ૩/૪૫)

'પુરુષે હંમેશાં પોતાની પત્નીમાં જ રમમાણ રહેવું જોઈએ તથા તેની સાથે ઋતુકાળમાં સમાગમ કરવો જોઈએ. આવું વ્રત ધરાવનાર પુરુષે રતિની ઈચ્છાથી પર્વના દિવસોને વર્જ્ય ગણીને પત્ની પાસે જવું જોઈએ.'

**ऋतुः स्वाभाविकः स्त्रीणां रात्रयः षोडश स्मृताः।**
**चतुर्भिरितरैः सार्धमहोभिः सद्विगर्हितैः॥**

(મનુસ્મૃતિ - ૩/૪૬)

'સજ્જનો દ્વારા નિંદિત અન્ય ચાર દિવસો સહિત જે સોળ રાત્રિઓ છે તેને સ્ત્રીઓ માટે સ્વાભાવિક ઋતુકાળ માનવામાં આવ્યો છે.'

**तासामाद्याश्चतस्रस्तु निन्दितैकादशी च या।**
**त्रयोदशी च शेषास्तु प्रशस्ता दश रात्रयः॥**

(મનુસ્મૃતિ - ૩/૪૭)

'તે (સોળ રાત્રિઓ) પૈકીની શરૂઆતની ચાર અને અગિયારમી તથા તેરમી (એમ છ) રાત્રિઓ નિંદિત છે, બાકીની દસ રાત્રિઓ ઉત્તમ છે.'

**युग्मासु पुत्रा जायन्ते स्त्रियोऽयुग्मासु रात्रिषु।**
**तस्माद्युग्मासु पुत्रार्थी संविशेदार्तवे स्त्रियम्॥**

(મનુસ્મૃતિ - ૩/૪૮)

'બેકી સંખ્યાની (જેમ કે છઠ્ઠી, આઠમી વગેરે) રાત્રિઓમાં સમાગમ કરવાથી પુત્રો જન્મે છે અને એકી સંખ્યાની (જેમ કે પાંચમી, સાતમી વગેરે) રાત્રિઓમાં સમાગમ કરવાથી પુત્રીઓ જન્મે છે. તેથી પુત્ર ઈચ્છનારાએ ઋતુકાળમાં બેકી સંખ્યાની રાત્રિઓમાં સ્ત્રી પાસે જવું જોઈએ.'

સ્ત્રી માટે એ ઉચિત છે કે તે શાસ્ત્રમર્યાદા અનુસાર ઓછામાં ઓછો પુરુષ-સમાગમ કરે. તેણે પતિને પણ સમજાવીને અતિ-સમાગમ કરતાં રોકવો જોઈએ; કારણ કે અધિક સમાગમથી બળ, બુદ્ધિ, વીર્ય, તેજ અને આયુષ્યને હાનિ થાય છે તથા વિભિન્ન પ્રકારના રોગ ઉત્પન્ન થાય છે.

સ્ત્રી માટે એ ઉચિત છે કે તે પોતાના પતિના પિતા, દાદા વગેરેની શ્રાદ્ધતિથિએ આળસ-રહિત થઈને પ્રેમોલ્લાસપૂર્વક બધી ક્રિયા કરે. આજકાલ લોકો મૃત્યુતિથિ તથા વાર્ષિક શ્રાદ્ધ વેળાએ માત્ર તર્પણ કરીને બ્રાહ્મણ-ભોજન કરાવી દે છે, શ્રાદ્ધ તો બહુ જ ઓછા લોકો કરે છે; પરંતુ શ્રાદ્ધ અવશ્ય કરવું જોઈએ. શાસ્ત્રદષ્ટિએ વિધિસહિત શ્રાદ્ધ કરવું આવશ્યક છે. પિતૃઓની તૃપ્તિ માટે નિષ્કામભાવે શ્રાદ્ધ કરવામાં આવે તો તેથી પિતૃઓ તો તૃપ્ત થાય જ છે, સાથોસાથ કર્તવ્યપાલન થવાના ફળરૂપે શ્રાદ્ધકર્તાનું પણ આત્મકલ્યાણ થાય છે; અને સકામ ભાવે શ્રાદ્ધ કરીને, શ્રદ્ધા અને ભક્તિપૂર્વક મંત્રોચ્ચાર સાથે શાસ્ત્રોક્ત વિધિ અનુસાર જો સ્ત્રી શ્રાદ્ધના મધ્યમ પિંડનું ભક્ષણ કરે તો તેને આયુષ્યવાન અને બુદ્ધિમાન એવો યશસ્વી, ધર્મપ્રિય અને સત્ત્વશીલ પુત્ર જન્મે છે. શ્રીમનુ મહારાજે કહ્યું છે -

**पतिव्रता धर्मपत्नी पितृपूजनतत्परा।**
**मध्यमं तु ततः पिण्डमद्यात् सम्यक् सुतार्थिनी॥**

(મનુસ્મૃતિ - ૩/૨૬૨)

'પિતૃઓના પૂજનમાં તત્પર અને સારા પુત્રની ઈચ્છા ધરાવતી પતિવ્રતા ધર્મપત્નીએ શ્રાદ્ધ-પિંડોમાંના મધ્યમ પિંડનું (आधत्त पितरो गर्भम् - એ મંત્રના ઉચ્ચારણ સાથે, શાસ્ત્રોક્ત વિધિ અનુસાર) ભોજન કરવું જોઈએ.'

**आयुष्मन्तं सुतं सूते यशोमेधासमन्वितम्।**
**धनवन्तं प्रजावन्तं सात्त्विकं धार्मिकं तथा॥**

(મનુસ્મૃતિ - ૩/૨૬૩)

'સ્ત્રી (આવું કરીને) દીર્ઘાયુષી, યશસ્વી, બુદ્ધિસંપન્ન, ધનવાન, પ્રજાવાન, સાત્ત્વિક અને ધાર્મિક પુત્રને જન્મ આપે છે.'

પરિવારજનોએ હંમેશાં સાધ્વી સ્ત્રીઓનો આદર કરવો જોઈએ. આપણાં શાસ્ત્રોમાં નારીસમ્માનનું ઘણું મહત્ત્વ બતાવ્યું છે. જે મનુષ્યો

શાસ્ત્રોનું રહસ્ય જાણતા નથી તેઓ એવો આક્ષેપ કરે છે કે 'શાસ્ત્રો રચનારાઓએ સ્ત્રીઓ પર અત્યાચાર કર્યો છે', પરંતુ એ આક્ષેપ ખોટો છે. જે લોકો સ્ત્રીઓને પોતાના પગનું ખાસડું માને છે, તેમનો અનાદર કરે છે, તેમને ગાળો આપે છે અને મારપીટ વગેરે અત્યાચાર કરે છે તેઓ પાપના ભાગીદાર થાય છે. સ્ત્રીઓનો આવો અનાદર કરનારા પુરુષોને અમારી વિનંતી છે કે તેઓ એવું કદી પણ ન કરે. સ્ત્રીઓ અપમાન કરવાને પાત્ર નથી, બલકે તન, મન, વચન, વસ્ત્ર, આભૂષણ, ખાણીપીણી, દ્રવ્ય વગેરે દ્વારા સ્ત્રીઓનો હંમેશાં આદરસત્કાર કરવો જોઈએ. જે પરિવારોમાં સ્ત્રીઓનો આદર થતો નથી તે પરિવારો સંપત્તિસહિત નષ્ટ થાય છે તથા તેમણે કરેલાં યજ્ઞ, દાન વગેરે પુણ્યકર્મો નિષ્ફળ થાય છે. શ્રીમનુ મહારાજ કહે છે -

**यत्र नार्यस्तु पूज्यन्ते रमन्ते तत्र देवताः।**
**यत्रैतास्तु न पूज्यन्ते सर्वास्तत्राफलाः क्रियाः॥**

(મનુસ્મૃતિ - ૩/૫૬)

'જ્યાં સ્ત્રીઓ પૂજાય છે અર્થાત્ તેમનો આદર-સત્કાર થાય છે ત્યાં દેવો રમણ કરે છે અને જ્યાં તેમનો અનાદર થાય છે ત્યાં તમામ (યજ્ઞ-દાન વગેરે) કાર્યો નિષ્ફળ થાય છે.'

**शोचन्ति जामयो यत्र विनश्यत्याशु तत्कुलम्।**
**न शोचन्ति तु यत्रैता वर्धते तद्धि सर्वदा॥**

(મનુસ્મૃતિ - ૩/૫૭)

'જે કુટુંબમાં 'જામિ' અર્થાત્ પત્ની, પુત્રવધૂ વગેરે સ્ત્રીઓ શોક પામે છે તે કુટુંબ સત્વરે નષ્ટ થઈ જાય છે અને જ્યાં તેઓ શોક પામતી નથી તે કુટુંબ અવશ્યપણે હંમેશાં ઉન્નતિ કરતું રહે છે.'

**जामयो यानि गेहानि शपन्त्यप्रतिपूजिताः।**
**तानि कृत्याहतानीव विनश्यन्ति समन्ततः॥**

(મનુસ્મૃતિ - ૩/૫૮)

'આદરસત્કાર નહિ પામેલી જામિ (પત્ની, પુત્રવધૂ વગેરે) સ્ત્રીઓ જે કુટુંબોને શાપ આપે છે તે કુટુંબો કૃત્યા (મેલડી દેવી)થી મરાયાં હોય તેમ સર્વ પ્રકારે નષ્ટ થઈ જાય છે.'

**तस्मादेताः सदा पूज्या भूषणाच्छादनाशनैः।**
**भूतिकामैर्नरैर्नित्यं सत्कारेषूत्सवेषु च॥**

(મનુસ્મૃતિ - ૩/૫૯)

'તેથી વૈભવ ઈચ્છનારા પુરુષોએ સત્કારપ્રસંગો તથા ઉત્સવોમાં વસ્ત્ર, આભૂષણ, ભોજન વગેરે આપીને સ્ત્રીઓનો હંમેશાં આદરસત્કાર કરવો જોઈએ.'

વિદુરજીએ પણ કહ્યું છે -

**पूजनीया महाभागाः पुण्याश्च गृहदीप्तयः।**
**स्त्रियः श्रियो गृहस्योक्तास्तस्माद् रक्ष्या विशेषतः॥**

(મહાભારત : ઉદ્યોગપર્વ - ૩૮/૧૧)

'ઘરને દીપાવનારી, પુણ્યકર્મી, મહાભાગ્યવતી સ્ત્રીઓ પૂજનીય અર્થાત્ સત્કારપાત્ર છે, કારણ કે તેઓ 'ગૃહલક્ષ્મી' કહેવાઈ છે; અને તેથી તેમનું સવિશેષ રક્ષણ કરવું જોઈએ.'

લૌકિક અને પારલૌકિક - બધાં જ કાર્યો સંપન્ન કરવામાં મૂળ આધાર સ્ત્રીઓ જ છે, તેથી પુરુષોએ તેમનો પ્રયત્નપૂર્વક આદર-સત્કાર કરવો જોઈએ. શ્રીસ્કંદપુરાણમાં બ્રહ્મખંડના ધર્મારણ્ય-માહાત્મ્ય પ્રકરણમાં જણાવ્યું છે -

**भार्या मूलं गृहस्थस्य भार्या मूलं सुखस्य च।**
**भार्या धर्मफलायैव भार्या सन्तानवृद्धये॥**

(સ્કંદપુરાણ : બ્રહ્મખંડ - ૭/૬૪)

'ગૃહસ્થાશ્રમનું મૂળ પત્ની છે અને સુખનું મૂળ પણ પત્ની છે. ધર્મફળની પ્રાપ્તિ તથા સંતાનવૃદ્ધિનું મૂળ પણ પત્ની જ છે.'

શ્રીમનુસ્મૃતિમાં પણ લખ્યું છે -

**प्रजनार्थं महाभागाः पूजार्हा गृहदीप्तयः।**
**स्त्रियः श्रियश्च गेहेषु न विशेषोऽस्ति कश्चन॥**

(મનુસ્મૃતિ - ૯/૨૬)

'પરમ સૌભાગ્યશાળી સ્ત્રીઓ પ્રજોત્પત્તિ માટે છે. તેઓ સર્વથા સમ્માનપાત્ર અને ઘરની શોભા છે. ઘરની સ્ત્રીઓ અને લક્ષ્મીમાં કોઈ જ ભેદ નથી.'

**उत्पादनमपत्यस्य जातस्य परिपालनम्।**
**प्रत्यहं लोकयात्रायाः प्रत्यक्षं स्त्रीनिबन्धनम्॥**

(મનુસ્મૃતિ - ૯/૨૭)

'સંતાનને જન્મ આપવો, સંતાનનું સારી રીતે પાલનપોષણ કરવું અને પ્રતિદિન (ભોજન બનાવવું વગેરેથી) સંસારયાત્રાનો નિર્વાહ કરવો - આ બધું પ્રત્યક્ષ રીતે સ્ત્રીને આધીન છે.'

**अपत्यं धर्मकार्याणि शुश्रूषा रतिरुत्तमा।**
**दाराधीनस्तथा स्वर्गः पितॄणामात्मनश्च ह॥**

(મનુસ્મૃતિ - ૯/૨૮)

'સંતાનપ્રાપ્તિ, ધર્મકાર્યનું અનુષ્ઠાન, સેવા-શુશ્રૂષા, ઉત્તમ અર્થાત્ ધર્મસંમત રતિ, પિતૃઓની સ્વર્ગપ્રાપ્તિ તથા પોતાની પણ પારલૌકિક ઉન્નતિ - આ બધું નિઃસંદેહ સ્ત્રીને આધીન છે.'

કોઈક સ્ત્રી એવી દુષ્ટ સ્વભાવની હોય છે કે તે પતિને સાચું-ખોટું સમજાવી-શીખવાડીને પોતાની સાસુ, નણંદ, દેરાણી, જેઠાણી વગેરેને પતિ દ્વારા ત્રાસ અપાવે છે અને પોતે પણ જાત-જાતની અર્થહીન નિરાધાર વાતો સંભળાવીને તેમને દૂભવે છે. આવો અત્યાચાર આચરનારી સ્ત્રીઓ પણ પાપની ભાગીદાર થાય છે. આવી સ્ત્રીઓને અમારી પ્રાર્થના છે કે તેઓ આવું અનુચિત કામ કદી પણ ન કરે તથા બીજી સ્ત્રીઓ જો આવું કામ કરતી હોય તો તેમને પણ સમજાવીને રોકે. તેમણે એવું વિચારવું જોઈએ કે 'જે રીતે કોઈ આપણું સન્માન કરે છે તો આપણને

સારું લાગે છે અને કોઈ આપણું અપમાન કરે છે તો આપણને ખોટું લાગે છે તે જ રીતે હું પણ બીજાનું સમ્માન કરીશ તો તેને સારું લાગશે અને અપમાન કરીશ તો તેને ખોટું લાગશે.' આવું વિચારીને પોતાના પરિવારમાં સાસુ, નણંદ વગેરે જેટલી પણ સ્ત્રીઓ હોય તેમને પતિ દ્વારા ત્રાસ અપાવવો જોઈએ નહિ અને સ્ત્રીએ પોતે પણ તેમને દુઃખ આપવું જોઈએ નહિ. તેણે પોતે પણ અને પતિ દ્વારા પણ તેમનો આદરસત્કાર કરવો - કરાવવો જોઈએ તથા તેમને સુખ પહોંચાડવું જોઈએ. આ રીતે કરવાથી તેઓ પ્રસન્ન થાય છે અને આશીર્વાદ આપે છે, જેનાથી આ લોકમાં અને પરલોકમાં કલ્યાણ થાય છે.

આ જ રીતે સાસુ અને નણંદે પણ પોતાના પુત્ર અથવા પોતાના ભાઈને ભંભેરીને નિર્દોષ સીધી-સાદી પુત્રવધૂને અથવા ભાભીને ત્રાસ અપાવવો જોઈએ નહિ અને પોતે પણ દુઃખ આપવું જોઈએ નહિ.

વિધવા સ્ત્રીઓનો તો વિશેષરૂપે આદરસત્કાર કરવો જોઈએ. જે કોઈ રીતે થઈ શકે, તેમને પ્રસન્ન રાખવી જોઈએ; કારણ કે પોતાના ધર્મનું પાલન કરનારી વિધવા સ્ત્રી સાંસારિક સુખનો ત્યાગ કરવાના કારણે તપસ્વિની છે. તન, મન, ધન વગેરે થકી બધી રીતે તેની સેવા કરીને તેને સુખ આપવું એ એક કર્તવ્ય છે. આ રીતે કરવાથી વિધવા સ્ત્રીઓના આશીર્વાદ મળે છે અને તેથી આ લોકમાં અને પરલોકમાં કલ્યાણ થાય છે.

ઘણીબધી સોહાગણ સ્ત્રીઓ વિધવા સ્ત્રીઓના વાદોવાદમાં વિશેષ વ્રત-ઉપવાસ વગેરે કરવામાં પોતાનું કલ્યાણ સમજે છે અને તેનાં અનુષ્ઠાન કરે છે, તે શાસ્ત્ર વિરુદ્ધનું છે. અત્રિસ્મૃતિમાં લખ્યું છે –

**जीवद्भर्तरि या नारी उपोष्य व्रतचारिणी।**
**आयुष्यं हरते भर्तुः सा नारी नरकं व्रजेत्॥**

(અત્રિસ્મૃતિ - ૧/૧૩૪)

'જે સ્ત્રી પોતાનો પતિ જીવિત હોવા છતાં અનશન-ઉપવાસ વ્રતનું

આચરણ કરે છે તે સ્ત્રી પતિનું આયુષ્ય હરે છે અને (પોતે) નરકમાં જાય છે.'

તેથી સોહાગણ સ્ત્રીઓએ અનશન-વ્રત કરવું જોઈએ નહિ.*

## વિધવાઓ સાથેનો વ્યવહાર અને વિધવાઓનો ધર્મ

વિધવા સ્ત્રીઓ તો આમેય અત્યંત દુઃખી છે. વધુમાં જે બીજાં સ્ત્રી-પુરુષો તેમને દુઃખ આપે છે, પરેશાન કરે છે તેઓ આ લોકમાં નિંદિત થાય છે અને મર્યા પછી ભીષણ નરક પામે છે. પતિનું મૃત્યુ થવાથી વિધવા સ્ત્રીનો તેના પિયરમાં તથા સાસરામાં ઘણે ઠેકાણે તિરસ્કાર થાય છે અને તેના પર અનેક જાતના અત્યાચાર થાય છે. તેનાથી તેને જે દુઃખ થાય છે તેનું વર્ણન કરવાનું કોઈનામાં સામર્થ્ય નથી. વિધવાઓની આ કષ્ટપૂર્ણ સ્થિતિ પ્રત્યક્ષ પણ જોઈ શકાય છે. થોડુંક ધ્યાન આપીને જોવામાં આવે તો દરેક વ્યક્તિને આનો અનુભવ થઈ શકે છે. તેથી પ્રત્યેક સ્ત્રી-પુરુષનું એ કર્તવ્ય છે કે પોતે પોતાની જાણકારીમાં જે દુઃખી વિધવા સ્ત્રી હોય તેની તન, મન, ધનથી યથાશક્તિ સહાય કરે.

વિધવા માતાઓ-બહેનોએ શાસ્ત્રમાં બતાવેલા પોતાના કર્તવ્યને ધ્યાનમાં લેવું જોઈએ અને એશ-આરામ, ભોગ, સ્વાદ, શોખ વગેરે જે શારીરિક સુખો છે તેમને નાશવંત, ક્ષણભંગુર સમજીને તેમનો ત્યાગ કરી દેવો જોઈએ. સાંસારિક સુખ-ભોગ માટે બીજાં લોકો બહેકાવે - પ્રેરિત કરે તોપણ વિધવા સ્ત્રીએ કદી નાતરું અથવા વિધવાવિવાહ કરવો જોઈએ નહિ; કારણ કે તે લાગે છે સુખરૂપ પણ વાસ્તવમાં તો તે દુઃખ જ છે. જે ભલાં-ભોળાં સ્ત્રીપુરુષો તેને સુખ ગણાવીને વિધવાને પુનર્લગ્ન

* ગૌરીવ્રત, સૌભાગ્યસુંદરીવ્રત, ચતુર્થીવ્રત, સાવિત્રીવ્રત, હરતાલિકાવ્રત વગેરે જે ઉપવાસ-વ્રતોનું સધવા સ્ત્રીઓ માટે વિશેષરૂપે વિધાન છે અને તે વ્રતોમાં નિરાહાર ન કરવામાં આવે તો ઊલટાનો દોષ લાગે છે તથા ઉપવાસ સાથે તે વ્રતો કરવાથી સુહાગ-સુખમાં વૃદ્ધિ થાય છે તેમ જ પતિનું કલ્યાણ થાય છે. તેથી ઉક્ત વ્રતો સોહાગણી સ્ત્રીઓ કરે તેમાં કોઈ વાંધો નથી, બલકે તે વ્રતો અવશ્ય કરવાં જોઈએ. - સંપાદક

કરવાનું કહે છે તેઓ ભીંતભૂલ્યાં અને દયાપાત્ર છે; કારણ કે વિધવા સ્ત્રીઓને, પુનર્લગ્ન જેવું ઘૃણાસ્પદ અને અનુચિત કાર્ય કરાવીને આ લોક અને પરલોકમાં ભ્રષ્ટ કરી દેવી અને પરમાત્મપ્રાપ્તિરૂપ અનંત સુખથી વંચિત કરી મૂકવી એ ઘણી ભારે ભૂલ છે. તે સ્ત્રીપુરુષોનું કર્તવ્ય તો એ છે કે તેઓ વિધવાઓને, જે વાસ્તવમાં સુખ નથી અને માત્ર ભ્રાંતિ છે તેવા કથિત સુખથી અળગી કરે તથા તેમને આજીવન બ્રહ્મચર્યનું પાલન કરવાનો, ઘરનું કામકાજ કરવાનો તથા ભગવાનની ભક્તિ કરવાનો બોધ આપે.

વર્તમાન સમયમાં પોતે અશિક્ષિત હોવાના કારણે કેટલીક વિધવા માતાઓ-બહેનો અજ્ઞાનને લીધે ઈશ્વર અને ધર્મને નહિ માનનારા નાસ્તિક પુરુષોના બહેકાવવાથી ભોળવાઈને પુનર્લગ્ન કરવા તૈયાર થઈ જાય છે. તે ભલીભોળી માતાઓ-બહેનોને પ્રાર્થના છે કે તેઓ સતીત્વના નાશનો બોધ આપનારા તે શાસ્ત્રનાં અજ્ઞાની નાસ્તિક સ્ત્રીપુરુષોની વાતો કદી પણ ન સાંભળે; કારણ કે શાસ્ત્રવિરુદ્ધ હોવાના કારણે તેમની તે વાતો વિશ્વસનીય નથી, બલકે ભ્રમમાં નાખનારી છે. તેમનામાં કેટલાંક તો વળી એવાં ધૂર્ત હોય છે કે તેઓ પોતાના ઘરની વિધવા સ્ત્રીઓનાં પુનર્લગ્ન કરાવતાં નથી અને બીજાઓના ઘરની વિધવા સ્ત્રીઓનાં ધર્મ-કર્મ નષ્ટ કરવા અને લોક-પરલોક ખરાબ કરવા જ આવો ઉપદેશ આપતાં ફરે છે. તેથી માતાઓ-બહેનોએ તેવા લોકોની ચઢવણીમાં ફસાવું જોઈએ નહિ તથા એવું નિંદિત અને નિર્લજ્જ કામ કરીને પોતાના પિયર અને સાસરાને કલંકિત કરવાં જોઈએ નહિ અને પોતાનાં લોક-પરલોક નષ્ટ કરવાં જોઈએ નહિ.

પતિના મૃત્યુ પછી વિધવા સ્ત્રીએ પોતાનું જીવન કેવી રીતે વિતાવવું જોઈએ, એ વિશે શ્રીમનુ મહારાજ કહે છે –

**कामं तु क्षपयेद्देहं पुष्पमूलफलैः शुभैः ।**
**न तु नामापि गृह्णीयात् पत्यौ प्रेते परस्य तु॥**

(મનુસ્મૃતિ - ૫/૧૫૭)

'પોતાના પતિના મૃત્યુ પછી વિધવા સ્ત્રી ફળ-ફૂલ, કંદમૂળ વગેરે સાત્ત્વિક ચીજોથી જીવનગુજારો કરતી ભલેને પોતાનું શરીર સૂકવી નાખે, પરંતુ તેણે કદીયે કોઈ પરપુરુષનું તો નામ પણ લેવું જોઈએ નહિ.'

**आसीतामरणात्क्षान्ता नियता ब्रह्मचारिणी।**
**यो धर्म एकपत्नीनां काङ्क्षन्ती तमनुत्तमम्॥**

(મનુસ્મૃતિ - ૫/૧૫૮)

'પતિવ્રતા સ્ત્રીઓનો જે સર્વોત્તમ ધર્મ છે તેને પામવાની આકાંક્ષા કરનારી વિધવા સ્ત્રીએ મૃત્યુપર્યંત ક્ષમાશીલ, મન-ઇન્દ્રિયોને સંયત રાખનારી તથા બ્રહ્મચારિણી બની રહેવું જોઈએ.'

**अनेकानि सहस्राणि कुमारब्रह्मचारिणाम्।**
**दिवङ्गतानि विप्राणामकृत्वा कुलसन्ततिम्॥**

(મનુસ્મૃતિ - ૫/૧૫૯)

'હજારો હજારો કુંવારા બ્રહ્મચારી બ્રાહ્મણોએ કુળ-સંતાનો ઉત્પન્ન કર્યા વિના જ પોતાના બ્રહ્મચર્યના પ્રભાવથી સ્વર્ગલોક પ્રાપ્ત કર્યું છે.'

**मृते भर्तरि साध्वी स्त्री ब्रह्मचर्ये व्यवस्थिता।**
**स्वर्गं गच्छत्यपुत्रापि यथा ते ब्रह्मचारिणः॥**

(મનુસ્મૃતિ - ૫/૧૬૦)

'પતિના મૃત્યુ પછી બ્રહ્મચર્યવ્રતમાં દૃઢતાપૂર્વક નિશ્ચળ રહેનારી સાધ્વી સ્ત્રી પુત્રહીન હોવા છતાં પણ સ્વર્ગલોકમાં જાય છે, જેમ કે તે નૈષ્ઠિક બ્રહ્મચારીઓ (પુત્ર વિના પણ) સ્વર્ગમાં ગયેલા છે.'

**अपत्यलोभाद् या तु स्त्री भर्तारमतिवर्तते।**
**सेह निन्दामवाप्नोति पतिलोकाच्च हीयते॥**

(મનુસ્મૃતિ - ૫/૧૬૧)

'પરંતુ જે સ્ત્રી પુત્રના લોભને લીધે પતિને અતિક્રમે છે અર્થાત્ વ્યભિચાર કરે છે તે આ લોકમાં નિંદિત થાય છે અને પતિલોકથી પણ

વંચિત રહી જાય છે.'

**नान्योत्पन्ना प्रजाऽस्तीह न चाप्यन्यपरिग्रहे।**
**न द्वितीयश्च साध्वीनां क्वचिद्भर्तोपदिश्यते॥**

(મનુસ્મૃતિ - ૫/૧૬૨)

'પરપુરુષથી ઉત્પન્ન થયેલી પ્રજા (અર્થાત્ સંતાનો) આ લોકમાં પોતાનાં સંતાન મનાતાં નથી; તે જ રીતે પરસ્ત્રીના ગર્ભથી ઉત્પન્ન થયેલાં સંતાન પણ પોતાનાં નથી. કુળવાન સ્ત્રીઓ માટે બીજો પતિ કરવાનો ક્યાંય ઉપદેશ આપવામાં આવ્યો નથી.'

**सकृदंशो निपतति सकृत्कन्या प्रदीयते।**
**सकृदाह ददानीति त्रीण्येतानि सतां सकृत्॥**

(મનુસ્મૃતિ - ૯/૪૭)

'પરિવારમાં ધન વગેરેના ભાગલા એક જ વાર થાય છે, કન્યાદાન એક જ વાર કરવામાં આવે છે તથા 'મેં આપ્યું' એવી પ્રતિજ્ઞા પણ એક જ વાર કરવામાં આવે છે; સત્પુરુષો માટે આ ત્રણે વાતો એક-એક વાર જ થાય છે.'

**नान्यस्मिन् विधवा नारी नियोक्तव्या द्विजातिभिः।**
**अन्यस्मिन् हि नियुञ्जाना धर्मं हन्युः सनातनम्॥**

(મનુસ્મૃતિ - ૯/૬૪)

'દ્વિજાતિઓએ વિધવા સ્ત્રીને અન્ય (દિયર વગેરે) સાથે નિયોજવી જોઈએ નહિ; કારણ કે અન્ય પુરુષ સાથે તેને નિયોજવાથી તેના થકી સનાતન ધર્મનું હનન થાય છે.'

**नोद्वाहिकेषु मन्त्रेषु नियोगः कीर्त्यते क्वचित्।**
**न विवाहविधावुक्तं विधवावेदनं पुनः॥**

(મનુસ્મૃતિ - ૯/૬૫)

'લગ્નવિષયક મંત્રોમાં ક્યાંય પણ નિયોગની અર્થાત્ વિધવા સ્ત્રીને દિયર કે અન્ય પુરુષ સાથે નિયોજવાની વાત કહેવાઈ નથી. લગ્નવિધિના

વર્ણનમાં પણ ક્યાંય વિધવાના પુનર્લગ્નની વાત કહેવાઈ નથી.'

**अयं द्विजैर्हि विद्वद्भिः पशुधर्मो विगर्हितः।**
**मनुष्याणामपि प्रोक्तो वेने राज्यं प्रशासति॥**

(મનુસ્મૃતિ - ૯/૬૬)

'(કારણ કે, પુનર્નિયોગ) એ તો પશુધર્મ છે અને વિદ્વાન બ્રાહ્મણોએ તેની હંમેશાં નિંદા કરી છે. મનુષ્યોમાં એનો પ્રચાર માત્ર વેન રાજાના રાજ્યશાસનમાં જ થયો હતો.'

**ततः प्रभृति यो मोहात्प्रमीतपतिकां स्त्रियम्।**
**नियोजयत्यपत्यार्थं तं विगर्हन्ति साधवः॥**

(મનુસ્મૃતિ - ૯/૬૮)

'તે (રાજા વેન)ના રાજ્યશાસન પછી, જે પુરુષ મોહવશ થઈને વિધવા સ્ત્રીને સંતાનપ્રાપ્તિ માટે નિયોજે છે તેની સાધુજનો (હંમેશાં) નિંદા કરતા રહ્યા છે.'

## કુન્તીદેવીની કથા

વિધવા સ્ત્રીઓએ પોતાનું જીવન કેવી રીતે વિતાવવું જોઈએ તે વિશે રાજા પાંડુનાં ધર્મપત્ની કુન્તીદેવીનું જીવન આદર્શરૂપ છે. તેનું વિધવા સ્ત્રીઓએ અનુકરણ કરવું જોઈએ.

કુન્તીદેવીનો જન્મ યાદવકુળમાં થયો હતો. તેઓ શૂરસેનજીનાં પુત્રી, વસુદેવજીનાં બહેન તથા શ્રીકૃષ્ણ અને બળદેવજીનાં ફોઈ હતાં. તેમનું નામ પૃથા હતું. રાજા કુન્તિભોજે તેમને પુત્રી તરીકે ખોળે બેસાડ્યાં હતાં તેથી તેઓ 'કુન્તી' નામે વિખ્યાત થયાં. કુન્તી અત્યંત પતિવ્રતા સતી સાધ્વી સ્ત્રી હતાં તથા સમતા, ધૈર્ય, વીરતા, ગંભીરતા, પરોપકાર વગેરે ગુણોથી સંપન્ન હતાં અને દયાળુ, નિર્ભીક, સદાચારિણી, તપસ્વિની, સત્યવક્તા તથા ઈશ્વરભક્ત હતાં. રાજા પાંડુ સાથે તેમનાં લગ્ન થયાં હતાં. રાજા પાંડુનાં એક બીજાં પત્ની પણ હતાં, તેમનું નામ માદ્રી હતું. મદ્રદેશના રાજાનાં પુત્રી હોવાથી તેમનું 'માદ્રી' નામ વિખ્યાત થયું હતું.

રાજા પાંડુને પાંચ પુત્રો થયા - કુંતીના ગર્ભથી યુધિષ્ઠિર, ભીમ અને અર્જુન તથા માદ્રીના ગર્ભથી નકુળ અને સહદેવ.

જે સમયે તે બધાં વનમાં રહેતાં હતાં તે સમયે એક દિવસ માદ્રી સાથે સમાગમ કરતા રાજા પાંડુનું બ્રાહ્મણના શાપના કારણે મૃત્યુ થયું. તે વખતે પતિવ્રતા કુન્તીદેવી પોતાના પતિ સાથે સતી થવા માટે તૈયાર થયાં અને તેમણે માદ્રીને કહ્યું - 'તું આ બાળકોનું પાલનપોષણ કરજે. હું મહારાજની મોટી પત્ની છું, તેથી તેમની સાથે સતી થવાનો મને જ અધિકાર છે. હવે હું તેમનું અનુગમન કરીશ.' માદ્રીએ કહ્યું - 'બહેન! પોતાના ધર્માત્મા પતિ સાથે હું જ સતી થઈશ. હું હજી યુવતી છું. મારે જ તેમની સાથે જવું જોઈએ. બહેન! તમે મોટાં છો, તેથી તમે મને અનુમતિ આપો. મારી પ્રાર્થના છે કે તમે મારા પુત્રો સાથે પણ પોતાના પુત્રોના જેવો જ વ્યવહાર કરજો. મારામાં વિશેષ આસક્તિ હોવાના કારણે જ પતિદેવનું મૃત્યુ થયું છે, તે કારણે પણ હું જ તેમની સાથે સતી થઈશ.' આમ કરીને માદ્રી પોતાના પતિદેવ સાથે જવા ચિતા પર ચઢી ગયાં અને પરલોક સિધાવી ગયાં.

અહીં, કુન્તીદેવી પોતાના ત્રણ પુત્રો યુધિષ્ઠિર, ભીમ અને અર્જુન તથા માદ્રીના બે પુત્રો નકુળ અને સહદેવને લઈને તપસ્વીઓની સાથે હસ્તિનાપુર ચાલ્યાં ગયાં. તેમણે પોતાના પતિની તમામ ઔર્ધ્વદૈહિક - મરણોત્તર ક્રિયા શાસ્ત્રોક્ત વિધિ અનુસાર કરી. તેઓ પાંચેય પુત્રોને સરખા માનતાં હતાં, બલકે પોતાના નિજના પુત્રો કરતાં પણ નકુળ અને સહદેવને વધારે પ્રેમ કરતાં હતાં. સૌથી નાનો હોવાના કારણે સહદેવ પ્રત્યે તેમને અત્યધિક પ્રેમ હતો. આ વાત મહાભારતમાં ઠેર-ઠેર કહેવાઈ છે. મહાભારત વાંચનારાઓ જાણતા હશે કે - પાંડવોના વનગમન સમયે કુન્તીદેવી દ્રૌપદીને શિખામણ આપતાં કહે છે કે, 'બેટી! તું સ્ત્રીઓનો ધર્મ જાણે છે. આ ભીષણ આપત્તિમાં આવી પડતાં તું દુઃખી થતી નહિ. તું પોતે શીલયુક્ત અને સદાચારસંપન્ન છે. તેથી પતિઓ પ્રત્યેના તારા

કર્તવ્ય વિશે બોધ આપવાની કોઈ જરૂર નથી. તું પોતે પરમ સાધ્વી, ગુણવતી અને બંને કુળોની શોભા છે. હે નિર્દોષ દ્રૌપદી! તેં કૌરવોને શાપ આપીને ભસ્મ કર્યા નહિ એ તેમનું સદ્ભાગ્ય અને તારું સૌજન્ય છે. તારો માર્ગ નિષ્કંટક થાઓ. તારો સુહાગ અચળ રહો. કુળવાન સ્ત્રીઓ અચાનક દુઃખ આવી પડવાથી ગભરાતી નથી. પાતિવ્રત્ય ધર્મ હંમેશાં તારું રક્ષણ કરશે અને સર્વ પ્રકારે તારું મંગળ થશે. એક વાત તને કહેવી છે. તું વનવાસ વખતે મારા વહાલા પુત્ર સહદેવનું વિશેષ ધ્યાન રાખજે, જેથી તેને કોઈ કષ્ટ થવા ન પામે.' આનાથી એ સાબિત થાય છે કે સહદેવ પ્રત્યે કુન્તીનો સૌથી વધુ પ્રેમ હતો.

આ જ પ્રકારનું લખાણ આશ્રમવાસિક પર્વમાં છે - કારતક સુદ પૂનમે જ્યારે ગાંધારી પોતાના પતિ સાથે વનમાં જવા ચાલ્યાં ત્યારે કુન્તીદેવી પણ ગાંધારીનો હાથ પકડીને સાથે જ વન ભણી ચાલી નીકળ્યાં. વનમાં જતી વેળાએ તેમણે યુધિષ્ઠિરને સહદેવની સંભાળ લેવાનું કામ સોંપતાં કહ્યું કે, 'તું સહદેવની કાળજી રાખજે.' આ બધી વાતોથી પણ એ જ સાબિત થાય છે કે માદ્રીપુત્ર સહદેવ પ્રત્યે કુન્તીનો વિશેષ પ્રેમ હતો. કુન્તીદેવીના આ આચરણમાંથી સાવકી માતાઓએ એ બોધ લેવો જોઈએ કે તેઓ કુન્તીજીની જેમ પોતાની શોક્યના પુત્રો સાથે પોતાના પુત્રો કરતાં પણ વિશેષ લાલન-પાલનપૂર્વક પ્રેમ કરે.

## કુન્તીનું વીરમાતૃત્વ

કુન્તી આદર્શ વીરમાતા પણ હતાં. ભગવાન શ્રીકૃષ્ણના સમજાવવા છતાં પણ જ્યારે દુર્યોધને સુલેહશાંતિ (સંધિ)ની સલાહ સ્વીકારી નહિ, એટલે સુધી કે કુન્તીના પાંચ પુત્રોને પાંચ ગામ આપવાની વાતનો પણ તેણે અસ્વીકાર કર્યો ત્યારે શ્રીકૃષ્ણે કુન્તી પાસે જઈને બધો વૃત્તાંત કહ્યો અને પછી પૂછ્યું કે, 'હવે પાંડવો માટે તમારો શો આદેશ છે?' ત્યારે કુન્તીએ કહ્યું - ''હે કેશવ! તમે મારા તરફથી રાજા યુધિષ્ઠિરને કહેજો કે 'બેટા! પ્રજાપતિ બ્રહ્માએ પોતાની ભુજાઓમાંથી ક્ષત્રિયોને ઉત્પન્ન કર્યા

છે, તેથી તારે પોતાના બાહુબળથી જ પોતાનું રાજ્ય મેળવી લઈને પ્રજાજનોનું ધર્મપૂર્વક પાલન કરવું જોઈએ. આ જ તારો ધર્મ છે.'

''આ બાબતમાં વિદુલા નામની એક વિધવા ક્ષત્રિયાણી અને તેના પુત્રનો વાર્તાલાપ આદર્શરૂપ છે. વિદુલા ખૂબ યશસ્વિની, વીર સ્વભાવની, કુળવાન, સંયમશીલ અને દીર્ઘદર્શી સ્ત્રી હતી. રાજસભાઓમાં તેની સારી નામના હતી અને તેને શાસ્ત્રનું પણ સારું જ્ઞાન હતું. એક વખતે તેનો પુત્ર યુદ્ધમાં સિંધુરાજથી પરાજિત થયો અને અત્યંત લાચાર સ્થિતિમાં મુકાઈ ગયો. તે સમયે વિદુલાએ તેને ધિક્કારતાં કહ્યું - 'અરે! પ્રાણ રહેવા છતાં તું વિજય માટે હતાશ થઈ ગયો? જો તું પોતાનું કલ્યાણ ઇચ્છે છે તો યુદ્ધ કર. તું પોતાની જાતનો અનાદર ન કર અને પોતાના મનને સ્વસ્થ કરીને ભય ત્યજી દે. કાયર! ઊભો થઈ જા. પ્રાણ છોડવાની ઘડી આવી પહોંચે તોપણ મનુષ્યે પુરુષાર્થ નહિ છોડવો જોઈએ. આ સમયે તો તું એવી રીતે પડ્યો છે કે જાણે વીજળીથી માર્યા ગયેલા કોઈનું મડદું પડ્યું હોય! વીરપુરુષ તો યુદ્ધભૂમિમાં જઈને ઉચ્ચ કોટિનું માનવોચિત પરાક્રમ બતાવીને પોતાના ધર્મથી ઋણમુક્ત થાય છે. જ્ઞાની મનુષ્ય ફળ મળે કે ન મળે એ માટે ચિંતા કરતો નથી, તે તો નિરંતર પુરુષાર્થ-સાધ્ય કર્તવ્ય કર્મ કરતો જ રહે છે. તું કાં તો પોતાનો ઉત્તમ પુરુષાર્થ દાખવીને જય-લાભ પ્રાપ્ત કર અથવા તો વીરગતિને પ્રાપ્ત થા. આ રીતે ધર્મને પીઠ બતાવીને તું શા માટે જીવી રહ્યો છે? અરે નપુંસક! આ રીતે પ્રાપ્ત થયેલું ન્યાયયુક્ત યુદ્ધ નહિ કરવાથી તો કરેલાં (કુવો, વાવ ખોદાવવા વગેરે) ઇષ્ટાપૂર્ત કર્મો અને સત્કીર્તિ એ બધુંય માટીમાં મળી જશે તથા તારું ભોગ્ય સાધન રાજ્ય પણ નષ્ટ થઈ જશે. તો પછી તું શા માટે જીવી રહ્યો છે?'

''પુત્ર બોલ્યો - 'મા! તું વીરોના જેવી બુદ્ધિ ધરાવે છે. તારું હૃદય તો જાણે લોઢું ઘડીને બનાવેલું છે.... અહો! ક્ષત્રિયોનો ધર્મ અત્યંત કપરો છે, કે જેથી તું પોતે જ બીજાની માતાની જેમ બોલી રહી છે અથવા

જાણે કોઈ બીજીના પુત્રને કહી રહી છે અને આ રીતે મને યુદ્ધ કરવા પ્રેરી રહી છે! જ્યારે તું મને જ નહિ જુએ ત્યારે આ પૃથ્વી (રાજ્ય), ઘરેણાં, ભોગ અને જીવનથી પણ તને શું સુખ મળશે? ત્યારે તો તારો અત્યંત પ્રિય પુત્ર હું સંગ્રામમાં ખપી ગયો હોઈશ!'

''માતા બોલી - 'સંજય! ડાહ્યા લોકોની તમામ અવસ્થાઓ ધર્મપાલન અથવા અર્થસિદ્ધિ માટે જ હોય છે. તે ચીજો પર દૃષ્ટિ રાખીને જ હું તને યુદ્ધ કરવા પ્રોત્સાહિત કરી રહી છું. આ તો તારા માટે કોઈ દર્શનીય કર્મ કરી દેખાડવાનો અવસર આવી મળ્યો છે. આ અવસર પર તેં જો કોઈ પરાક્રમ નહિ કરી દેખાડ્યું તથા પોતાના શરીર પ્રત્યે અથવા શત્રુ પ્રત્યે કઠોરતાપૂર્વક કામ નહિ લીધું તો તારો ભારે તિરસ્કાર થશે. તેથી તું સત્પુરુષોએ વખોડી કાઢેલો અને મૂર્ખ લોકોએ સેવેલો કાયરતાનો માર્ગ છોડી દે. મને તો તું ત્યારે જ પ્રિય લાગીશ કે જ્યારે તારું આચરણ સત્પુરુષોચિત હશે. જેઓ પોતાનું કર્તવ્ય કર્મ કરતા નથી અને તેથી વિપરીત નિંદ્ય કર્મનું આચરણ કરે છે તે અધમ પુરુષોને તો નથી આ લોકમાં સુખ મળતું કે નથી મળતું પરલોકમાં પણ. પ્રજાપતિ બ્રહ્માજીએ ક્ષત્રિયોને તો યુદ્ધ કરવા અને વિજય પ્રાપ્ત કરવા માટે જ સર્જ્યા છે. યુદ્ધમાં જય અથવા મૃત્યુ પ્રાપ્ત કરીને ક્ષત્રિય ઇન્દ્રલોકને પ્રાપ્ત કરી લે છે.'

''પુત્રે કહ્યું - 'મા! એ તો બરાબર છે; પરંતુ તારે પોતાના પુત્ર પ્રત્યે તો આવી વાતો નહિ કરવી જોઈએ. તેના પર તો તારે દયાદૃષ્ટિ જ રાખવી જોઈએ.'

''માતા બોલી - 'બેટા! જ્યારે તું સિંધુદેશના બધા યોદ્ધાઓનો સંહાર કરી નાખીશ ત્યારે જ હું તારી પ્રશંસા કરીશ. હું તો તારો કષ્ટસાધ્ય વિજય જ જોવા માગું છું.'

''પુત્રે કહ્યું - 'મા! મારી પાસે નથી તો કોઈ ધનભંડાર કે નથી તો કોઈ સહાયક પણ; તો પછી મારો વિજય થશે શી રીતે? આ વિકટ

પરિસ્થિતિનો વિચાર કરીને હું તો પોતે જ રાજ્યની આશા છોડી ચૂક્યો છું - બરાબર એમ જ કે જેમ પાપી પુરુષ સ્વર્ગપ્રાપ્તિની આશા છોડી દે છે. આવી સ્થિતિમાં પણ તને જો કોઈ ઉપાય દેખાતો હોય તો મને બતાવ; હું જેમ તું કહીશ તેમ જ કરીશ.'

''માતા બોલી - 'ભલેને કોઈ પણ પ્રકારની આપત્તિ આવી પડે, પણ રાજાએ તેનાથી ગભરાવું નહિ જોઈએ. કદાચ ગભરાટ થાય તો પણ તેણે ગભરાયેલા માણસ જેવું આચરણ નહિ જ કરવું જોઈએ. હું તારા પુરુષાર્થ અને બુદ્ધિબળને જાણવા માગતી હતી અને તેથી તારો ઉત્સાહ વધારવા માટે મેં તને આ પ્રોત્સાહિત કરનારી વાતો કહી છે. જો તને એમ લાગતું હોય કે હું બરાબર કહી રહી છું તો તું વિજય પ્રાપ્ત કરવા માટે કેડ બાંધીને ઊભો થઈ જા. આપણી પાસે હજીય ઘણો મોટો ધનભંડાર છે. તેને હું એકલી જ જાણું છું, બીજા કોઈને પણ તેની ખબર નથી. તે ખજાનો હું તને સોંપું છું. સંજય! હજી પણ તારા સેંકડો સુહૃદ છે. તે બધા જ સુખદુ:ખને સહન કરનારા અને યુદ્ધમાં પીઠ નહિ બતાવનારા છે.'

''રાજા સંજય તુચ્છ બુદ્ધિનો મનુષ્ય હતો પરંતુ પોતાની માતાનાં આવાં વચન સાંભળીને તેનો મોહ નાશ પામ્યો. તેણે કહ્યું - 'મારું આ રાજ્ય શત્રુરૂપી જળમાં ડૂબેલું છે. હવે મારે તેનો ઉદ્ધાર કરવો છે. તે માટે હું યુદ્ધભૂમિમાં પ્રાણાર્પણ કરીશ. અહા! મને ભાવિ વૈભવનું દર્શન કરાવનારી તારા જેવી માર્ગદર્શક માતા મળી છે, પછી મને શી ચિંતા છે? હવે હું શત્રુઓનું દમન કરવા અને વિજય પ્રાપ્ત કરવા માટે પોતાના બાંધવો સહિત ચડાઈ કરું છું.' ''

કુન્તી આગળ બોલ્યાં - ''શ્રીકૃષ્ણ! માતાની વાણીનાં બાણથી વીંધાઈને, ચાબુક ખાધેલા ઘોડાની જેમ તે સંજયે માતાના આદેશ પ્રમાણે બધાં કામ કર્યાં અને તેણે શત્રુઓ પર વિજય મેળવ્યો. આ આખ્યાન ઘણું ઉત્સાહવર્ધક અને તેજસ્વિતામાં વૃદ્ધિ કરનારું છે. જ્યારે કોઈ રાજા

શત્રુ દ્વારા પીડિત થઈને કષ્ટ પામી રહ્યો હોય ત્યારે તેના મંત્રીએ તેને આ કથાપ્રસંગ સંભળાવવો જોઈએ. આ કથાપ્રસંગ સાંભળવાથી ગર્ભવતી સ્ત્રી નિશ્ચિતપણે વીરપુત્રને જન્મ આપે છે. જો ક્ષત્રિયાણી આ કથાપ્રસંગ સાંભળે છે તો તેની કૂખથી વિદ્યાશૂર, તપઃશૂર, દાનશૂર, તેજસ્વી, બળવાન, ધૈર્યવાન, અજેય, વિજયવંત, દુષ્ટોનો દમનકારી, સાધુઓનો રક્ષણહાર, ધર્માત્મા અને સાચો શૂરવીર પુત્ર ઉત્પન્ન થાય છે. હે કેશવ! તમે અર્જુનને આ વાત કહેજો કે તેના જન્મ સમયે મને ઉદ્દેશીને એવી આકાશવાણી થઈ હતી કે 'કુન્તી! તારો આ પુત્ર ઈન્દ્ર સમાન બળવાન થશે. આ પુત્ર ભીમસેનના સાથમાં રહીને, યુદ્ધમાં આવેલા બધા કૌરવોને જીતી લેશે અને પોતાના શત્રુઓને વ્યાકુળ કરી દેશે. આ આખીય પૃથ્વીને પોતાને આધીન કરી લેશે અને તેનો યશ સ્વર્ગલોક સુધી ફેલાશે. શ્રીકૃષ્ણની સહાયથી તે તમામ કૌરવોને યુદ્ધમાં હણીને પોતાના ગુમાવેલા પૈતૃક રાજ્યને પ્રાપ્ત કરશે અને પછી પોતાના ભાઈઓ સાથે ત્રણ અશ્વમેધ યજ્ઞો કરશે.' હે શ્રીકૃષ્ણ! મારી પણ એવી જ ઈચ્છા છે કે આકાશવાણીએ જેવું કહ્યું છે તેવું જ થાય; અને જો ધર્મ સત્ય છે તો એવું જ થશે. તમે અર્જુન અને નિત્ય કર્મતત્પર ભીમસેનને એવું કહેજો કે 'ક્ષત્રિયાણીઓ જે માટે પુત્રને જણે છે તેનો સમય આવી ગયો છે.'* અને દ્રૌપદીને કહેજો કે 'બેટી! તું સારા કુળમાં જન્મેલી છે, તેં મારા બધા પુત્રો સાથે ધર્મ અનુસાર વર્તાવ કર્યો છે; એ તારે માટે યોગ્ય જ છે.' નકુળ અને સહદેવને કહેજો કે, 'તમે પોતાના પ્રાણ હોડમાં મૂકીને પણ પરાક્રમથી મેળવેલા ભોગો ભોગવવાની ઈચ્છા કરજો.' હે શ્રીકૃષ્ણ! હવે તમે જાઓ; મારા પુત્રોનું રક્ષણ કરતા રહેજો."

કુન્તીદેવીના ઉપર્યુક્ત આખ્યાનમાંથી બધી માતાઓએ એ બોધ લેવો

---

* **एतद्धनञ्जयो वाच्यो नित्योद्युक्तो वृकोदरः ॥**
**यदर्थं क्षत्रिया सूते तस्य कालोऽयमागतः ।**

(મહાભારત : ઉદ્યોગપર્વ - ૧૩૭/૯-૧૦)

જોઈએ કે તેઓ પોતાના પુત્રોને વીર બનાવવાનો પ્રયત્ન કરે તથા વીર બનવા માટે તેમને બોધ કરે.

## કુન્તીની પરોપકાર-વૃત્તિ

કુન્તીદેવીનું હૃદય દયાથી પરિપૂર્ણ હતું. તેઓ વીરતાના ગુણની સાથોસાથ પરોપકારવૃત્તિમાં પણ અત્યંત ઉત્કૃષ્ટ કોટિનાં હતાં. આ બાબતમાં મહાભારતના આદિપર્વમાં એક પુરાણકથા આવે છે. જે સમયે કુન્તીદેવી તથા પાંડવો એકચક્રા નામની નગરીમાં એક બ્રાહ્મણના ઘરમાં છૂપા વેશમાં રહેતાં હતાં તે સમયના એક દિવસની વાત છે. બધા ભાઈઓ ભિક્ષા મેળવવા માટે ગયેલા હતા. માતા કુન્તી પાસે ફક્ત ભીમસેન જ હતો. તે જ દિવસે બ્રાહ્મણના ઘરમાં કરુણ આક્રંદ થવા લાગ્યું. તે બધાં રોતાં જતાં હતાં અને વચ્ચે વિલાપ કરતાં હતાં. બ્રાહ્મણ-પરિવારના રડવાનો અવાજ સાંભળીને કુન્તીનું સૌહાર્દપૂર્ણ હૃદય દયાથી દ્રવીભૂત થઈ ગયું. તેમણે ભીમસેનને કહ્યું - 'દીકરા! આપણે આ બ્રાહ્મણના ઘરમાં રહીએ છીએ અને તે બધાં આપણો ઘણો આદર કરે છે. હું ઘણી વાર એવું વિચારું છું કે આ બ્રાહ્મણનો આપણે પણ કોઈક ઉપકાર કરવો જોઈએ. કૃતજ્ઞતા એ જ મનુષ્યજીવન છે. કોઈ આપણો જેટલો ઉપકાર કરે તેનાથી અધિક ઉપકાર આપણે તેનો કરવો જોઈએ. આ બ્રાહ્મણ પર અવશ્ય કોઈ સંકટ આવી પડ્યું છે. જો આપણે તેની મદદ કરી શકીએ તો તેના ઋણમાંથી છૂટી શકીશું.' ભીમસેને કહ્યું 'માતા! તમે બ્રાહ્મણના દુઃખના કારણનો પત્તો મેળવો. હું તેમના માટે મુશ્કેલમાં મુશ્કેલ કામ પણ કરીશ.' કુન્તી જલદી જલદી બ્રાહ્મણના ઘરની અંદર દાખલ થયાં.

તેમણે જોયું કે બ્રાહ્મણ પોતાની પત્ની અને પુત્રની સાથે નીચું મોઢું રાખીને બેઠેલો છે અને પોતાની ધર્મપત્નીને કહી રહ્યો છે - 'ધિક્કાર છે મારા આ જીવનને! કારણ કે તે સારહીન, વ્યર્થ, દુઃખી અને પરાધીન છે. જીવ ધર્મ, અર્થ અને કામનો ભોગ કરવા ઇચ્છે છે, પરંતુ આ સંકટમાંથી

છૂટવાનો કોઈ જ ઉપાય દેખાતો નથી અને હું તને, પુત્રી અને પુત્રને સાથે લઈને અહીંથી ભાગી પણ જઈ શકતો નથી. તું મારી ધર્માત્મા અને જિતેન્દ્રિય જીવનસંગિની છે. દેવોએ તને મારી સખી અને મારો સહારો બનાવી દીધી છે. મેં મંત્રોચ્ચાર સાથે તારી સાથે લગ્ન કર્યાં છે. તું કુળવતી, શીલવતી અને બાળકોની માતા છે. તું સતી સાધ્વી છે અને મારી હિતચિંતક છે. રાક્ષસથી મારું જીવન બચાવવા સારું હું તને તો તેની પાસે ન જ મોકલી શકું.'

પતિની વાત સાંભળીને બ્રાહ્મણીએ કહ્યું - 'હે સ્વામી! તમે એક સાધારણ માણસની જેમ શા માટે શોક કરો છો? એક ને એક દિવસે બધા મનુષ્યોએ મરવું જ પડે છે. તો પછી આ અચૂકપણે બનનારી વાત માટે શોક શા માટે કરવો? પત્ની, પુત્ર અથવા પુત્રી - બધાં પોતાનાં અને પોતાના માટે જ હોય છે. તમે વિવેકબળપૂર્વક ચિંતા છોડી દો. હું પોતે તે રાક્ષસ પાસે જઈશ. પત્ની માટે એ જ સર્વોત્તમ સનાતન કર્તવ્ય છે કે તે પોતાના પ્રાણ ન્યોછાવર કરીને પતિનું હિત કરે. મારા આ કામથી તમે સુખી થશો અને મને પણ આ લોકમાં યશ અને પરલોકમાં સુખ મળશે. હું તમારા ધર્મ અને લાભની વાત કહું છું. જે ઉદ્દેશથી લગ્ન કરવામાં આવે છે તે હવે પૂર્ણ થવાનો. તમારાં મારા ગર્ભથી એક પુત્ર અને એક પુત્રી છે. તમે આ બાળકોનું જેવું પાલનપોષણ કરી શકો છો તેવું હું કરી શકું નહિ. તમે જો ન રહો તો, હે મારા પ્રાણેશ્વર! હે મારા જીવનસર્વસ્વ! હું કેવી રીતે રહી શકું? વળી, આ બાળકોના શા હાલ થાય? જો હું અનાથ અને વિધવા થઈને જીવતી પણ રહું તો આ બાળકોને કેવી રીતે સાચવી શકું? આ કન્યાને મર્યાદામાં રાખવી અને દીકરાને સદ્ગુણી બનાવવો એ મારાથી કેવી રીતે બને? તમારા વિયોગમાં હું જીવી શકીશ નહિ અને તમારા અને મારા વિના આ બાળકો નષ્ટ થઈ જશે. તમારા જવાથી આપણા ચારેયનો વિનાશ થઈ જશે, તેથી રાક્ષસ પાસે મને જ જવા દો. સ્ત્રી માટે તો એ પરમ સૌભાગ્યની

વાત છે કે તે પોતાના પતિની પહેલાં જ પરલોકવાસી બને. મારું જીવન તમારા માટે ન્યોછાવર છે. સ્ત્રી માટે યજ્ઞ, તપ, નિયમ, દાન વગેરેથી પણ વધુ સારું છે પતિની પ્રસન્નતા અને તેમનું હિત. આ સંસારમાં પત્ની, પુત્ર, મિત્ર, ધનસંગ્રહ વગેરેનો ઉપયોગ સંકટમાંથી બચવા માટે કરવામાં આવે છે. આપત્તિ માટે ધનને બચાવવું જોઈએ, ધન ગુમાવીને પણ પત્નીને બચાવવી જોઈએ તથા ધન અને પત્ની એ બંનેને ગુમાવીને પણ આત્મકલ્યાણ સંપાદિત કરવું જોઈએ. વળી, એવો પણ સંભવ છે કે 'સ્ત્રી અવધ્ય છે' એવું સમજીને તે રાક્ષસ મને ન પણ હણે. મેં સારા પદાર્થો ભોગવી લીધા, ધર્મ-કર્મ કરી લીધાં, મને પુત્ર પણ થયો; હવે મારા મરવામાં, ભલા, દુઃખ જ શું છે? મારા મરી જવાથી તમે તો બીજાં લગ્ન પણ કરી શકો છો, કારણ કે પુરુષ માટે એકાધિક લગ્ન એ અધર્મ નથી; જ્યારે સ્ત્રી માટે તો પુનર્લગ્ન એ મહાન અધર્મ છે. આ બધું સમજીવિચારીને તમે મારી વાત માનો અને આ બાળકોને બચાવી લેવા માટે તમે પોતે જીવિત રહો અને મને તે રાક્ષસ પાસે મોકલો.' પત્નીએ આમ કહ્યું ત્યારે બ્રાહ્મણે તેને હૈયા સાથે ચાંપી. તેની આંખોમાંથી આંસુ ટપકવા લાગ્યાં.

માતા-પિતાની દુઃખભરી વાતચીત સાંભળીને દીકરી બોલી - 'તમે બંને દુઃખાર્ત થઈને અનાથની જેમ શા માટે રડી રહ્યાં છો? તમારા પરલોકવાસી થઈ જવાથી મારો આ નાનો ભાઈ બચવા પામશે નહિ. માતા-પિતા અને ભાઈના મૃત્યુથી તમારી વંશપરંપરાનો જ ઉચ્છેદ થઈ જશે. જ્યારે કોઈ રહેશે નહિ ત્યારે હું પણ જીવિત નહિ રહી શકું. તમારા જીવિત રહેવાથી બધાંનું કલ્યાણ થશે. હું જ રાક્ષસ પાસે જઈશ અને આ વંશને બચાવી લઈશ. એનાથી મારાં લોક-પરલોક બંને સુધરશે.' દીકરીની આ વાત સાંભળીને માતા અને પિતા બંનેય રડવા લાગ્યાં. દીકરી પણ રડ્યા વિના રહી શકી નહિ. બધાંને રડતાં જોઈને નાનકડો શિશુ મીઠાશભરી તોતડી વાણીમાં કહેવા લાગ્યો - 'પિતાજી! માતાજી!

બહેન! તમે રડો નહિ.' પછી તેણે એક તણખલું ઉપાડીને હસતાં હસતાં કહ્યું - 'હું આના વડે રાક્ષસને મારી નાખીશ.' બાળકની આ વાતથી આ દુઃખની ઘડીમાં પણ માતા-પિતાના મુખ પર પ્રસન્નતાની એક લહેરખી ફરકી ગઈ.

કુન્તીદેવી તક જોઈને તે લોકો પાસે ગયાં અને બોલ્યાં - 'હે બ્રાહ્મણદેવતા! તમારા દુઃખનું શું કારણ છે? એ જાણવાથી જો બની શકશે તો હું તમારું દુઃખ દૂર કરવા કોશિશ કરીશ.' બ્રાહ્મણે કહ્યું - 'હે તપસ્વિની! તમારી વાત સત્પુરુષોચિત છે, પરંતુ મારું દુઃખ કોઈ મનુષ્ય દૂર કરી શકે એવું નથી. આ નગરની પાસે જ એક બક નામનો રાક્ષસ રહે છે. તે બળવાન રાક્ષસ માટે એક ગાડું અન્ન અને બે પાડા દરરોજ આપવામાં આવે છે. જે મનુષ્ય તે લઈને જાય છે તેને પણ તે રાક્ષસ ખાઈ જાય છે. પ્રત્યેક ગૃહસ્થે આ કામ કરવું પડે છે, પરંતુ તેનો વારો ઘણાં વર્ષો પછી આવે છે. જે તેનાથી છૂટવાનો પ્રયત્ન કરે છે તેના આખાય કુટુંબને તે રાક્ષસ ખાઈ જાય છે. અહીંનો રાજા અહીંથી થોડો છેટે વેત્રકીયગૃહ નામના સ્થળે રહે છે. તે અન્યાયી છે અને આ સંકટમાંથી પ્રજાને બચાવતો નથી. આજે અમારો વારો આવ્યો છે. મારે તે રાક્ષસના ભોજન માટે અન્ન વગેરે સાથે એક મનુષ્ય આપવાનો છે.'

કુન્તીએ કહ્યું - 'હે બ્રાહ્મણદેવતા! તમે ગભરાઓ નહિ, તમે શોક ન કરો. આ દુઃખમાંથી છુટકારો મેળવવાનો ઉપાય મેં સમજી લીધો છે. તમારે તો એક જ પુત્ર અને એક જ પુત્રી છે. તમારા બંનેમાંથી કોઈ એકનું જવું એ પણ મને તો ઠીક લાગતું નથી. મારે પાંચ દીકરા છે, તેમનામાંથી એક જણ તે પાપી રાક્ષસનું ભોજન લઈને જશે.' બ્રાહ્મણ બોલ્યો - 'હરિ હરિ! હું મારું જીવન બચાવવા અતિથિની હત્યા ન કરી શકું. જરૂર તમે ઘણાં કુળવાન અને ધર્માત્મા છો, ત્યારે જ તો તમે બ્રાહ્મણને ખાતર પોતાના પુત્રનો પણ ત્યાગ કરવા માગો છો. પણ મારે પોતે મારા કલ્યાણની વાત વિચારવી જોઈએ. આત્મવધ અને

અતિથિવધ એ બેમાંથી મને તો આત્મવધ જ કલ્યાણકારી લાગે છે. સંકટ સમયે પણ મનુષ્યે નિંદિત અને ક્રૂર કાર્ય નહિ કરવું જોઈએ. હું મારી પત્નીની સાથે મરી જાઉં એ શ્રેષ્ઠ માર્ગ છે.'

કુન્તીએ કહ્યું - 'હે બ્રાહ્મણદેવ! મારો પણ એ દૃઢ નિશ્ચય છે કે મારે બ્રાહ્મણનું રક્ષણ કરવું જોઈએ. હું પણ પોતાના પુત્રનું અનિષ્ટ ઈચ્છતી નથી, પરંતુ વાત એવી છે કે રાક્ષસ મારા બળવાન અને તેજસ્વી પુત્રનું અનિષ્ટ કરી શકે એમ નથી. મારો પુત્ર તે રાક્ષસને ભોજન પહોંચાડીને પણ પોતાને છોડાવી લેશે એવી મને પાકી ખાતરી છે.'

કુન્તીની વાતથી બ્રાહ્મણ-પરિવાર ઘણો ખુશ થયો. કુન્તીજી બ્રાહ્મણને સાથે લઈને ભીમસેન પાસે ગયાં અને બોલ્યાં - 'બેટા! તું આ કામ કર.' ભીમસેને ઘણી પ્રસન્નતા સાથે માતાની વાત સ્વીકારી લીધી. જે સમયે ભીમસેને આ કામ કરવાનું વચન આપ્યું તે જ સમયે યુધિષ્ઠિર અને અન્ય ભાઈઓ ભિક્ષા લઈને પાછા આવી ગયા. યુધિષ્ઠિર ભીમસેનનો ચહેરો જોઈને જ બધું સમજી ગયા. તેમણે એકાંતમાં બેસીને પોતાની માતાને પૂછ્યું - 'મા! ભીમસેન શું કરવા માગે છે? આ તેની પોતાની ઈચ્છા છે કે તમારી આજ્ઞા?' કુન્તી બોલ્યાં - 'મારી આજ્ઞા છે.' યુધિષ્ઠિરે કહ્યું - 'મા! તમે બીજાની ખાતર પોતાના પુત્રને સંકટમાં નાખીને ભારે હિંમતનું કામ કર્યું છે.' કુન્તી બોલ્યાં - 'બેટા! ભીમસેનની ચિંતા કરીશ નહિ. મેં આ કામ સમજી-વિચારીને કર્યું છે. આપણે અહીં આ બ્રાહ્મણના ઘરમાં સુખેથી રહીએ છીએ, તે ઋણમાંથી છૂટવા માટે જ મેં આવું વિચાર્યું છે. મનુષ્યજીવનની સાર્થકતા એમાં છે કે તે કદી પણ ઉપકાર કરનારનો ઉપકાર ભૂલે નહિ; તેના ઉપકાર કરતાં પણ પોતે તેનો અધિક ઉપકાર કરે. ભીમસેન વિશે તો મને વિશ્વાસ છે કે તેને રાક્ષસ મારી શકશે નહિ; કારણ કે જન્મતાંની સાથે જ તે મારા ખોળામાંથી પડી ગયો હતો ત્યારે તેના શરીરના ટકરાવાથી પથ્થરના ચૂરેચૂરા થઈ ગયા હતા. તેથી,

તેને કોઈ ભય નથી. આ કામ કરવાથી વળતો ઉપકાર તો થશે જ, પણ એ સાથે ધર્મલાભ પણ થશે.' યુધિષ્ઠિરે કહ્યું - 'મા! તમે સમજી-વિચારીને જે કંઈ કર્યું છે તે બધું યોગ્ય છે. ભીમસેન રાક્ષસને અવશ્ય મારી જ નાખશે, કારણ કે તમારા હૃદયમાં બ્રાહ્મણનું રક્ષણ કરવા માટેની વિશુદ્ધ ધર્મભાવના છે. પરંતુ બ્રાહ્મણને એ અવશ્ય કહી દેવું જોઈએ કે નગરવાસીઓને આ વાતની જાણ થવા પામે નહિ.'

ત્યારબાદ ભીમસેન બકાસુર માટે ભોજન લઈને ચાલી નીકળ્યો. ત્યાં જઈને તેણે બકાસુર સાથે યુદ્ધ કર્યું અને તેને મારી નાખ્યો. પછી તો બકાસુરના કુટુંબના અન્ય રાક્ષસો પણ ભયના માર્યા ભાગી છૂટ્યા. ભીમસેને પાછા આવી જઈને યુધિષ્ઠિરને તથા તે બ્રાહ્મણને બનેલી બધી ઘટના કહી સંભળાવી.

આમાંથી વિધવા માતાઓએ તથા બીજાં બધાં લોકોએ પણ એ બોધ લેવો જોઈએ કે તેઓ બીજાંઓના સંકટને પોતાને માથે લઈને તેમનો ઉપકાર કરે.

## કુન્તીની સત્યપ્રિયતા

કુન્તીજીમાં સત્યનિષ્ઠા પણ અલૌકિક હતી. તેઓ પોતાના મુખેથી જે કંઈ કહેતાં હતાં તેને અક્ષરશઃ સત્ય કરવાનો પ્રયત્ન કરતાં રહેતાં હતાં. સ્વયંવરમાં દ્રૌપદીને જીતીને અર્જુન અને ભીમસેને દ્રૌપદીની સાથે કુંભારના ઘરમાં પ્રવેશીને પોતાની માતાને કહ્યું - 'મા! આજે અમે આ ભિક્ષા લાવ્યા છીએ.' માતા કુન્તી તે સમયે ઘરની અંદર હતાં. તેમણે પોતાના પુત્રોને તથા તેઓ જે ભિક્ષા લાવ્યા હતા તેને જોયા વગર જ કહી દીધું - 'બેટા! પાંચેય ભાઈઓ મળીને તે ભિક્ષાનો ભોગ કરો.' બહાર આવીને કુન્તીએ જ્યારે જોયું કે આ તો સાધારણ ભિક્ષા નથી, રાજકુમારી છે ત્યારે તો તેમને ભારે પસ્તાવો થયો. તેઓ કહેવા લાગ્યાં - 'હાય રે! આ મેં શું કર્યું?' તેઓ તરત જ દ્રૌપદીનો હાથ પકડીને તેને યુધિષ્ઠિર પાસે લઈ ગયાં અને બોલ્યાં - 'બેટા! ભીમસેન અને

અર્જુન આ રાજકુમારીને લઈને ઘરમાં આવ્યા ત્યારે મેં કશું જોયા વિના જ કહી દીધું કે તમે બધા ભાઈઓ મળીને તેનો ભોગ કરો. મેં આજ સુધી કોઈ અસત્ય ઉચ્ચાર્યું નથી. હવે તું કોઈ એવો ઉપાય બતાવ કે જેથી મારું બોલેલું સત્ય ઠરે.'

યુધિષ્ઠિરે માતા કુન્તીની આજ્ઞા સમજી લઈને એવું જ કરવાનો નિશ્ચય કર્યો અને માતાને આશ્વાસન આપ્યું. તેમણે અર્જુનને બોલાવ્યો અને કહ્યું - 'ભાઈ! તેં મર્યાદા અનુસાર દ્રૌપદીને પ્રાપ્ત કરી છે, તો હવે વિધિપૂર્વક અગ્નિ પ્રગટાવીને તેનું પાણિગ્રહણ કર.' અર્જુને કહ્યું - 'ભાઈશ્રી, તમે મને અધર્મનો ભાગીદાર ન બનાવો. સત્પુરુષોએ કદી એવું આચરણ કર્યું નથી. પહેલાં તમારું, પછી ભીમસેનનું, ત્યારબાદ મારું અને મારા પછી નકુળ અને સહદેવનું લગ્ન થાય. તેથી આ રાજકુમારીનું લગ્ન તો તમારી સાથે જ થવું જોઈએ. સાથોસાથ મારી એ પણ વિનંતી છે કે તમે પોતાની બુદ્ધિથી ધર્મ, યશ અને કલ્યાણ માટે જે કરવાનું યોગ્ય સમજો તે કરવાની આજ્ઞા આપો. અમે બધા તમારા આજ્ઞાંકિત છીએ.'

યુધિષ્ઠિરે માતા કુન્તીની આજ્ઞા યાદ કરીને નિશ્ચયપૂર્વક કહ્યું - 'દ્રૌપદી આપણા પાંચેય ભાઈઓની પત્ની થશે.' આનાથી બધા ભાઈઓને ઘણી ખુશી થઈ.

ત્યારબાદ પાંડવોએ રાજા દ્રુપદ પાસે જઈને પાંચેય જણ સાથે દ્રૌપદીનાં લગ્ન કરવાનો પ્રસ્તાવ મૂક્યો; પરંતુ રાજા દ્રુપદે તે પ્રસ્તાવનો ન્યાયયુક્ત વિરોધ કર્યો. ત્યારે શ્રીવેદવ્યાસજી પ્રગટ થયા, રાજા દ્રુપદને એકાંતમાં લઈ જઈને તેમણે તેમને દ્રૌપદીના પૂર્વજન્મની કથા કહી સંભળાવી અને તેમને દિવ્યદૃષ્ટિ આપીને બધી વાતો પ્રત્યક્ષ બતાવી તથા પાંચેય પાંડવો સાથે દ્રૌપદીનાં લગ્ન કરવાની આજ્ઞા આપી. તદનુસાર, રાજા દ્રુપદે પાંચે પાંડવો સાથે દ્રૌપદીનાં લગ્ન કર્યાં.

## કુન્તીની ભક્તિભાવના

કુન્તીદેવી ભગવાનનાં ઉચ્ચ કોટિનાં ભક્ત પણ હતાં. શ્રીમદ્ભાગવતમાં પ્રથમ સ્કંધના આઠમા અધ્યાયમાં કુન્તીએ ભગવાન શ્રીકૃષ્ણની ઘણા વિસ્તારથી સ્તુતિ કરી છે (જેઓ વિસ્તારપૂર્વક જાણવા ઇચ્છતા હોય તેમણે તે સ્તુતિ તે ગ્રંથમાં જોવી). કુન્તીએ ભગવત્સ્તુતિ કરતાં કેવી સુંદર વાત કહી છે! –

**विपदः सन्तु नः शश्वत्तत्र तत्र जगद्गुरो।**
**भवतो दर्शनं यत् स्यादपुनर्भवदर्शनम्॥**

(શ્રીમદ્ભાગવત - ૧/૮/૨૫)

'હે જગદ્ગુરુ! અમારા જીવનમાં હંમેશાં ડગલે ને પગલે વિપત્તિઓ આવ્યા કરે; કારણ કે વિપત્તિઓમાં નિશ્ચિતરૂપે તમારાં દર્શન થાય છે અને તમારાં દર્શન થવાથી ફરી જન્મ-મરણના ફેરામાં ભટકવું પડતું નથી.'

તેથી વિધવા માતાઓ-બહેનોએ કુન્તીદેવીને આદર્શ માનીને ભગવાનના નામનો જપ અને ભગવાનના સ્વરૂપનું ધ્યાન, તેમની સ્તુતિ, પ્રાર્થના વગેરે થકી ભગવાનની ભક્તિ કરવી જોઈએ.

જ્યાં સુધી દુર્યોધન જીવ્યો ત્યાં સુધી તેણે પાંડવોને અને કુન્તીને હંમેશાં અનુચિતપણે દુઃખ આપ્યા કર્યું. રાજા ધૃતરાષ્ટ્રની સંમતિથી દુર્યોધને પાંડવોને લાક્ષાગૃહમાં મોકલીને આગ લગાવી વગેરે અનેક અત્યાચારો કર્યા; પરંતુ તે બધા અત્યાચારો ભૂલી જઈને, કુન્તીદેવીએ પોતે રાજમાતા હોવા છતાં પણ પોતાનાં જેઠાણી ગાંધારી અને જેઠ ધૃતરાષ્ટ્રની પોતાનાં સાસુ-સસરા સમાન સેવા કરી હતી. આ બાબતમાં વિશેષ જાણવા માગતા વાચકોએ મહાભારતનું આશ્રમવાસિક-પર્વ વાંચવું. અહીં સંક્ષિપ્ત દિગ્દર્શન કરાવવામાં આવ્યું છે.

## કુન્તીનો ત્યાગભાવ

કુન્તીદેવી સાસુ અને સસરા જેવાં ગાંધારી અને ધૃતરાષ્ટ્રની સાથે તેમની સેવા અને તપસ્યા કરવા જ્યારે વનમાં જવા ચાલી નીકળ્યાં ત્યારે

તેમણે રાજા યુધિષ્ઠિરને કહ્યું - 'ભીમસેન, અર્જુન, નકુળ અને સહદેવ તથા દ્રૌપદીનું ધ્યાન રાખજે. હવે હું વનમાં ગાંધારીજી સાથે રહીને તપ કરીશ અને પોતાનાં આ સાસુ-સસરાજીના ચરણોની સેવામાં રત રહીશ.' કુન્તીએ જ્યારે આમ કહ્યું ત્યારે ભાઈઓ સહિત યુધિષ્ઠિરને ભારે દુઃખ થયું. તેઓ બોલ્યા - 'મા! તમે પોતાના મનમાં આ શો નિર્ણય કર્યો? તમારે એમ નહિ કરવું જોઈએ. અમારા ઉપર કૃપા કરીને પાછાં વળો. પહેલાં તમે જ વિદુલાનાં વચનો સંભળાવીને અમને ક્ષત્રિયધર્મના પાલન માટે પ્રોત્સાહિત કર્યા હતા. પુરુષોત્તમ ભગવાન શ્રીકૃષ્ણના મુખેથી તમારા વિચારો સાંભળીને જ અમે યુદ્ધમાં રાજાઓનો સંહાર કરીને આ રાજ્ય હાંસલ કર્યું છે.'

ધર્મ જ જેનું જીવન છે એવા પોતાના પુત્રનાં, આંસુ અને ગદ્‌ગદ વાણીથી યુક્ત વચનો સાંભળીને કુન્તીની આંખોમાં પણ આંસુ ઊભરાઈ આવ્યાં, પણ તેઓ રોકાયાં નહિ, આગળ વધતાં જ ગયાં. ત્યારે ભીમસેને કહ્યું - 'માતાજી! જ્યારે પુત્રોએ જીતી લીધેલા આ રાજ્યને ભોગવવાનો અવસર આવ્યો છે અને રાજધર્મોના પાલનની સુવિધા પ્રાપ્ત થઈ છે તે વેળાએ તમારી બુદ્ધિ કેમ બદલાઈ ગઈ? એવું શું કારણ છે કે તમે અમને છોડીને વનમાં જવા ઇચ્છો છો? જો વનમાં જ રહેવાની ઇચ્છા હતી તો બાલ્યાવસ્થામાં અમને અને માતૃવિરહથી દુઃખ શોકમાં ડૂબેલા આ માદ્રીકુમારોને તમે વનમાંથી નગરમાં શા માટે લઈ આવેલાં? મા! અમારા પર પ્રસન્ન થાઓ અને પુરુષાર્થ કરીને પ્રાપ્ત કરેલી રાજા યુધિષ્ઠિરની રાજ્યલક્ષ્મીનો ઉપભોગ કરો.' આ સાંભળીને પણ કુન્તીજી વનવાસના નિશ્ચયમાંથી ચળ્યાં નહિ. તેમના પુત્રો ભિન્નભિન્ન રીતે વિલાપ કરતા રહ્યા, પરંતુ તેમણે તેમની વાત માની નહિ. પોતાનાં સાસુજીને આ રીતે વનવાસ માટે જતાં જોઈને દ્રૌપદીના મુખ પર પણ ઉદાસી છવાઈ ગઈ અને સુભદ્રા સહિત રડતી રડતી તે કુન્તીજીની પાછળ પાછળ જવા લાગી. કુન્તીદેવીની ભાવના ઘણી જ ઉદાત્ત હતી અને તેઓ

વનવાસનો નિશ્ચય કરી ચૂક્યાં હતાં, તેથી પોતાના રડતા પુત્રો તરફ વારંવાર જોતાં રહેવા છતાં તેઓ પોતાના નિશ્ચયમાં અડગ રહ્યાં, આગળ વધતાં જ રહ્યાં. પાંડવો પણ પોતાના સેવકો અને અંતઃપુરની સ્ત્રીઓ સાથે તેમની પાછળ પાછળ જવા લાગ્યા. આ જોઈને કુંતીદેવીએ આંસુ લૂછીને પોતાના પુત્રોને કહ્યું - 'પુત્રો! તમારું કહેવું સાચું છે. પહેલાં તમે વિભિન્ન પ્રકારનાં કષ્ટ ભોગવી રહ્યા હતા, તેથી મેં તમને યુદ્ધ કરવા માટે પ્રોત્સાહિત કર્યા હતા; પરંતુ હું તો પોતાના સ્વામી મહારાજ પાંડુના વિશાળ રાજ્યનું સુખ ભોગવી ચૂકી છું, મોટાં મોટાં દાન આપી ચૂકી છું અને વિધિસર સોમપાન પણ કરી ચૂકી છું. મેં રાજ્યભોગ માટે શ્રીકૃષ્ણ મારફતે તમને પ્રેરિત કર્યા ન હતા. વિદુલાનાં વચનો સંભળાવીને તેમની મારફતે તમને જે સંદેશ મોકલ્યો હતો તે બધું તો મેં તમારા રક્ષણના ઉદ્દેશ્યથી કર્યું હતું. બેટા યુધિષ્ઠિર! હવે હું તપ કરીને પોતાના પતિના પવિત્ર લોકમાં જવા ઇચ્છું છું અને એ માટે હું સાસુ-સસરાની સેવા કરતી રહીને તપ દ્વારા આ શરીરને સૂકવી દઈશ. તમે ભીમસેન વગેરેની સાથે પાછા વળી જાઓ. હું આશીર્વાદ આપું છું - તમારી બુદ્ધિ ધર્મમાં સંલગ્ન રહે અને તમારું હૃદય અત્યંત ઉદાર થાય.'

કુન્તીજીની વાત સાંભળીને પાંડવો ઘણા ઝંખવાણા પડી ગયા. જ્યારે તેઓ માતા કુન્તીને પાછાં વાળવામાં સફળ ન જ થયા ત્યારે તેઓ રાજા ધૃતરાષ્ટ્રની પ્રદક્ષિણા કરીને તથા તેમને પ્રણામ કરીને દ્રૌપદી સહિત દુઃખી હૈયે નગર ભણી પાછા વળ્યા. ત્યારબાદ ધૃતરાષ્ટ્રે ગાંધારી અને વિદુરજીનો સહારો લઈને કહ્યું - 'ગાંધારી! યુધિષ્ઠિરના માતા કુન્તીને પાછાં વાળો. તેઓ રાજ્યમાં રહીને પણ મોટાં મોટાં દાન અને તપ કરી શકે છે. વહુ કુન્તીની સેવા-શુશ્રૂષાથી હું ઘણો સંતુષ્ટ છું, તેથી હવે તમે તેમને ઘરે પાછાં જવાની આજ્ઞા આપો.' રાજાના આમ કહેવાથી ગાંધારી દેવીએ તેમનો સંદેશ કુન્તીને સંભળાવ્યો અને પોતાના તરફથી પણ તેમને પાછાં વળી જવા વિશેષ આગ્રહપૂર્વક કહ્યું; પરંતુ ધર્મપરાયણ

સતી કુન્તીદેવી વનવાસ માટે દૃઢ નિશ્ચય કરી ચૂક્યાં હતાં, તેથી ગાંધારીજી તેમને કોઈ રીતે પાછાં વાળી શક્યાં નહિ.

હવે, પાંડવોને તપોવનમાંથી પાછા વળ્યાને જ્યારે બે વર્ષ વીતી ગયાં ત્યારે એક દિવસ દેવર્ષિ નારદજી રાજા યુધિષ્ઠિર પાસે આવ્યા. યુધિષ્ઠિરે તેમનો આદરસત્કાર કરીને કહ્યું - 'ભગવન્! માતા ગાંધારી, કુન્તી તથા સંજયજી અને મારા મોટાકાકા મહારાજ ધૃતરાષ્ટ્રજી આ સમયે કેવી રીતે રહે છે? એમના વિશે હું સાંભળવા ઈચ્છું છું.' નારદજી બોલ્યા - "મેં તપોવનમાં જે સાંભળ્યું-જોયું છે તે બધું જણાવું છું. તમે બધાં વનમાંથી જ્યારે પાછાં વળી ગયાં ત્યારપછી તમારા મોટા પિતા ધૃતરાષ્ટ્ર ગાંધારીજી અને કુન્તીજી સહિત હરિદ્વાર ગયા. ત્યાં પહોંચીને તમારા મોટા પિતાજીએ ઉગ્ર તપ આદર્યું. તેઓ મોઢામાં પથ્થરનો ટુકડો રાખીને વાયુનો આહાર કરવા લાગ્યા અને મૌન પાળતા રહ્યા. તે વનમાં જેટલા ઋષિઓ હતા તે બધા તેમનું વિશેષરૂપે સમ્માન કરવા લાગ્યા. તેમના શરીરમાં ચામડીથી ઢંકાયેલું હાડપિંજર માત્ર રહી ગયું. આ રીતે તેમણે છ મહિના વિતાવ્યા. ગાંધારીજી માત્ર પાણી પીને રહેતાં હતાં. કુન્તીજી એક મહિના સુધી ઉપવાસ કર્યા બાદ એક દિવસ જમતાં હતાં; જ્યારે સંજય છઠ્ઠા ટંકનું ભોજન કરતા હતા (એટલે કે બે દિવસ ઉપવાસ કર્યા પછી ત્રીજા દિવસે સાંજે આહાર લેતા હતા). ગાંધારી અને કુન્તી બંને દેવીઓ સાથે જ રહીને ધૃતરાષ્ટ્રની પાછળ-પાછળ ફરતી હતી. સંજયજી પણ તેમનું અનુકરણ કરતા હતા. ચાલતી વેળા ખાડા-ટેકરાવાળી ધરતી આવે ત્યારે સંજયજી જ મહારાજ ધૃતરાષ્ટ્રને જાળવતા હતા અને કુન્તીદેવી ગાંધારીજી માટે નેત્ર બનેલાં હતાં.

"એક દિવસની વાત છે - મહારાજ ધૃતરાષ્ટ્ર ગંગાતટે વિચરી રહ્યા હતા, તે સમયે જોરદાર પવન ફૂંકાયો, જેથી તે વનમાં ભયંકર દાવાનળ સળગી ઊઠ્યો. આગ નજીક આવતી જાણીને રાજા ધૃતરાષ્ટ્રે સંજયને કહ્યું - 'સંજય! અમે તો હવે અહીં પોતાને આ અગ્નિમાં હોમીને પરમગતિ

પ્રાપ્ત કરી લઈશું. અમે સ્વેચ્છાપૂર્વક ગૃહસ્થાશ્રમનો પરિત્યાગ કરીને આવેલાં છીએ. જળના, અગ્નિના કે વાયુના સંયોગથી અથવા ઉપવાસથી પ્રાણત્યાગ થવો એ તપસ્વીઓ માટે પ્રશંસનીય મનાયું છે. તેથી તમે અહીંથી સત્વરે ચાલ્યા જાઓ.' આમ કહીને રાજા ધૃતરાષ્ટ્રે પોતાના મનને એકાગ્ર કર્યું અને ગાંધારીજી તથા કુન્તીજી સહિત તેઓ પૂર્વાભિમુખ થઈને બેસી ગયા. તેમને આ અવસ્થામાં જોઈને સંજયજીએ તેમની પરિક્રમા કરી અને કહ્યું - 'મહારાજ! હવે તમે પોતાને યોગ-યુક્ત કરો.' રાજાએ તેમના કહ્યા મુજબ સમાધિ લગાવી લીધી. તેઓ ઈન્દ્રિયોને ગતિરુદ્ધ કરીને કાષ્ઠવત્ નિશ્ચેષ્ટ થઈ ગયા. ત્યારબાદ ગાંધારીજી, તમારાં માતા કુન્તીદેવી તથા તમારા મોટા પિતાજી મહારાજ ધૃતરાષ્ટ્ર એ ત્રણેય દાવાનળમાં બળીને ભસ્મ થઈ ગયાં. સંજયજીના પ્રાણ બચવા પામ્યા છે અને તેઓ ત્યાંથી હિમાલય પર્વત પર ચાલ્યા ગયા છે. આ રીતે મહામના ધૃતરાષ્ટ્ર અને તમારી બંને માતાઓ અવસાન પામ્યાં છે.''

કુન્તીદેવીના આ આદર્શ ચરિત્રને ધ્યાનમાં રાખીને વિધવા માતાઓ-બહેનોએ તે અનુસાર આચરણ કરવું જોઈએ તથા પોતાનાં સાસુ-સસરા વગેરે વડીલોની સેવા, તપ અને ભજન-ધ્યાન કરવા માટે તત્પરતાપૂર્વક પ્રાણપર્યંત પ્રયત્ન કરવો જોઈએ.

## વિધવા સ્ત્રીઓનું કર્તવ્ય

વિધવા સ્ત્રીઓએ દિવસમાં એક વાર ભોજન કરવું જોઈએ, જમીન ઉપર સૂવું જોઈએ, સફેદ સાદાં વસ્ત્ર પહેરવાં જોઈએ અને યથા-સાધ્ય યથાયોગ્ય ઉપવાસ વગેરે વ્રત કરવાં જોઈએ. વિધવા સ્ત્રી માટે એ યોગ્ય છે કે તે કદી પીઠીનો લેપ ન કરે, પાન ન ખાય, સુગંધિત પદાર્થોનું સેવન ન કરે, કેશ ન ગૂંથે, રંગીન કપડાં અને આભૂષણો ન પહેરે અને આંખોમાં કાજળ ન લગાવે; તે હંમેશાં કામ-ક્રોધને જીતે, ઈન્દ્રિયોને વશમાં રાખે, કોઈની સાથે લડાઈ-ઝઘડો અને વાદવિવાદ ન કરે તથા આળસ છોડીને હંમેશાં ઘરનું કામકાજ કરે અને પોતાના કર્તવ્યનું પાલન કરતી

રહીને પરમેશ્વરની ભક્તિમાં સંલગ્ન રહે. શાસ્ત્રમાં કહ્યું છે -

**विधवानां तु नारीणां ब्रह्मचर्यं सदैव हि।**
**न गृह्णीयाद् रक्तवर्णं न खट्वां मैथुनं न च॥**

(બૃહદ્ધર્મપુરાણ : ઉત્તર૦ ૮/૧૧)

'વિધવા સ્ત્રીઓએ હંમેશાં બ્રહ્મચર્યનું પાલન કરવું જોઈએ. તેમણે રંગીન વસ્ત્ર પહેરવાં જોઈએ નહિ, ખાટલામાં સૂવું જોઈએ નહિ અને મૈથુન તો કદી પણ કરવું જોઈએ નહિ.'

**यौवनं विविधा भूषा चारुकेशादिधारणम्॥**
**देहशोभा च नारीणां विधवानां न शोभते।**

(બૃહદ્ધર્મપુરાણ : પૂર્વ૦ - ૪/૩૩-૩૪)

'યૌવન, વિવિધ વેશભૂષા, સુંદર રીતે કરેલું કેશગૂંથણ અને દેહલાલિત્ય - આ બધું વિધવા સ્ત્રીઓ માટે શોભાસ્પદ નથી.'

**ताम्बूलं विधवास्त्रीणां यतीनां ब्रह्मचारिणाम्।**
**संन्यासिनां च गोमांससुरातुल्यं श्रुतौ श्रुतम्॥**

(બ્રહ્મવૈવર્તપુરાણ : શ્રીકૃષ્ણજન્મખંડ - ૮૩/૧૦૦)

'શ્રુતિમાં સાંભળ્યું છે કે વિધવા સ્ત્રીઓ માટે, બ્રહ્મચારીઓ માટે, યતિઓ (વાનપ્રસ્થો) માટે અને સંન્યાસીઓ માટે તંબોળ (પાન ખાવું) એ ગો-માંસ અને મદિરા તુલ્ય છે.'

**केशवेणी जटारूपं न क्षौरं तीर्थकं विना।**
**तैलाभ्यङ्गं न कुर्वीत न हि पश्यति दर्पणम्॥**

(બ્રહ્મવૈવર્તપુરાણ : શ્રીકૃષ્ણજન્મખંડ - ૮૩/૧૦૪)

'(વિધવા સ્ત્રી માટે એ ઉચિત છે કે) તે કેશનો જટાની જેમ અંબોડો વાળે (કેશનું વેણી-ગૂંથન ન કરે), તીર્થસ્થાન સિવાય અન્યત્ર કેશ કપાવે નહિ, શરીર પર તેલ ચોળે નહિ અને અરીસામાં જુએ નહિ.'

**मुखं च परपुंसां च यात्रानृत्यं महोत्सवम्।**
**नर्तनं गायनं चैव सुवेषं पुरुषं शुभम्॥**

(બ્રહ્મવૈવર્તપુરાણ : શ્રીકૃષ્ણજન્મખંડ - ૮૩/૧૦૫)

'...તે પરપુરુષોનું મુખ જુએ નહિ, યાત્રાનૃત્ય (વરઘોડાનાં નાચગાન) તથા મહોત્સવ જુએ નહિ, નૃત્ય જુએ નહિ, ગાયન સાંભળે નહિ અને સુશોભિત વેશયુક્ત સુંદર પુરુષને તો કદી પણ જુએ નહિ.'

આમ, વિધવા સ્ત્રીઓએ પોતાનું જીવન અત્યંત સીધુંસાદું અને તપોમય બનાવવું જોઈએ. તમામ પ્રકારના એશ-આરામ, સુખોપભોગ, સ્વાદ અને શોખનો ત્યાગ કરવો જોઈએ તથા વૈરાગ્યપૂર્વક રહીને પોતાનું જીવન ભગવાનની ભક્તિમાં પરોવવું જોઈએ.

વિધવા માતાઓ-બહેનોને એવી પણ પ્રાર્થના છે કે તેઓ શાસ્ત્રોએ વિધવાઓનાં જે કર્તવ્ય બતાવ્યાં છે તેમનો સ્વાધ્યાય કરે તથા અનુશીલન કરે. પોતે ભણેલી ન હોય તો પોતાના સદાચારી પિતા, ભાઈ, પુત્ર, જેઠ, સસરાજી વગેરે પાસે વંચાવીને સાંભળે તથા ત્યાગી, વૈરાગી, શાસ્ત્રજ્ઞ મહાપુરુષો પાસેથી પણ સાંભળે અને તે કર્તવ્યોનો અમલ કરે; પરંતુ તેઓ પાખંડી, ધુતારા, બનાવટી મહાત્મા વગેરેના ફંદામાં તો ન જ ફસાય. જે લોકો કંચન અને કામિનીના ગુલામ છે તેમની તો પાસે પણ ન જાય. સ્ત્રીઓએ કોઈ પણ પુરુષને ગુરુ બનાવવો જોઈએ નહિ, ભલેને તે પુરુષ કોઈ મોટો મહાત્મા કેમ ન હોય; કારણ કે સ્ત્રીઓ માટે તો પતિ જ ગુરુ છે; અને પતિના મૃત્યુ પછી પરમ-પતિ પરમેશ્વર જ જગદ્‌ગુરુ છે, તેથી તેમની જ ભક્તિ કરવી જોઈએ તથા શાસ્ત્રાજ્ઞા અનુસાર પોતાના (વૈધવ્ય) ધર્મનું પાલન કરતાં રહીને શરીર, સંસાર અને વિષયભોગોને ક્ષણભંગુર, નાશવંત અને દુઃખમય સમજીને તેમને તણખલાની જેમ ત્યજી દેવાં જોઈએ. આ રીતે વિધવા સ્ત્રીઓએ પોતાના જીવનને તપોમય બનાવીને ઈશ્વરના શરણે થઈ જવું જોઈએ, કે જેથી આ લોકમાં કીર્તિ અને પરલોકમાં ઉત્તમમાં ઉત્તમ ગતિ પ્રાપ્ત થાય. વળી, ભારે આપત્તિ આવી પડે તોપણ પોતાનો ધર્મ કદી પણ છોડવો જોઈએ નહિ, કારણ કે મૃત્યુ પછી માણસની સાથે એકમાત્ર ધર્મ જ

જાય છે. મનુષ્યજન્મ મેળવીને પોતાના આત્માનું કલ્યાણ કરવું એ જ મનુષ્યનું પરમ કર્તવ્ય છે.

આ મનુષ્યશરીર અત્યંત દુર્લભ છે. ભગવાનની કૃપાથી અથવા ઘણા ભારે ભાગ્યબળે જ તે મળે છે. શ્રી તુલસીદાસજીએ કહ્યું છે -

**कबहुँक करि करुना नर देहीं। देत ईस बिनु हेतु सनेही॥**
**बड़ें भाग मानुष तनु पावा। सुर दुर्लभ सब ग्रंथन्हि गावा॥**

'વળી, આ મનુષ્યશરીર અનિત્ય અને ક્ષણિક છે. મૃત્યુ ક્યારે આવીને અચાનક ગળુ ઘાંટશે એની કોઈને કશી ખબર નથી. તેથી જે કામ કરવાથી પોતાના આત્મામાં સુધારો થતાં ઉદ્ધાર થાય તે કામ શીઘ્રાતિશીઘ્ર કરવું જોઈએ. આ શરીર અને સંસારના ભોગોમાં જે સુખ જણાય છે તે ભ્રાન્તિ છે. ખરેખર એમાં સુખ છે જ નહિ. તેથી શારીરિક-સાંસારિક ભોગોનો ત્યાગ કરીને નિરંતર ભગવાનની ભક્તિ કરવી જોઈએ. ગીતાજીમાં શ્રીભગવાને પોતે જ કહ્યું છે -

**अनित्यमसुखं लोकमिमं प्राप्य भजस्व माम्॥**

(શ્રીમદ્‌ભગવદ્‌ગીતા - ૯/૩૩ : ઉત્તરાર્ધ)

'(તેથી હે અર્જુન!) તું સુખરહિત અને ક્ષણભંગુર આ માનવ-શરીરને પ્રાપ્ત કરીને નિરંતર મને જ ભજ.'

શ્રીભગવાને ભક્તિના પ્રકાર અને ફળ આ પ્રકારે બતાવ્યાં છે-

**मन्मना भव मद्भक्तो मद्याजी मां नमस्कुरु।**
**मामेवैष्यसि युक्त्वैवमात्मानं मत्परायणः॥**

(શ્રીમદ્‌ભગવદ્‌ગીતા - ૯/૩૪)

'મારામાં મનને પરોવ, મારો ભક્ત થા, મારું પૂજન કરનારો થા, મને નમન કર; આ રીતે આત્માને મારામાં નિયોજીને, મારામાં પરાયણ થઈને, હે અર્જુન! તું મને જ પ્રાપ્ત કરીશ.'

■ ● ■